"મધુર વચન" નું બચ્ચું : ૧

બેહુરતન

# ડોમલીબાઈની વાએજ

ચીત્રો સાથે

લખનાર

સોહરાબજી કાવસજી જંબાતા

"મધુર વચન" આફીસ, ચોપાતી

મુંબઇ : ૧૮૯૩

કિંમત ૩ાા—

# દીબાચો.

આ નાહની ચોપડી વાંચનારી આલમને આપતાં માહરે કાંઇ ઝાજું બોલવું નથી. ફકત એટલુંજ કેહવું છે કે "બેહસ્તન હોમલીબાઇની વાએજ" કોઇબી અંગરેજી પુસ્તકનો તરજુમો અથવા ફેરફાર એટલે "એડેપતેશન" નથી. અંગરેજીમાં "મીસીસ કોડલ્સ કરતન લેકચર્સ" નામની એક ચોપડી છે અને તેવાં "કરતન લેકચર્સ" યાને વાએજ ગુજરાતીમાં આપવાનો વીચાર પ્હેલ વેહલો મહને ૧૮૭૮માં સુજ્યો હતો. એ મુજ મુજબ પેહલાં મેં અંગરેજીનો ફકત તરજુમો, અને તરજુમો નહીં તો ફેરફાર, કરવાની કોશેસ કીધી પણ તે કોશેસનું પરીનામ મહને પોતાનેજ નહી ગમ્યું, જેથી મેં વધારે સ્વતંત્ર વલાણ પકડી. આ વાએજો ૧૮૮૯થી "મધુર વચન"માં આવવા લાગી અને તે વાંચનારી આલમને એટલી તો પસંદ પડી કે બે વરસ ચાલ્યા પછી તે બંધ પડી ત્યારે ઘણી ગમથી એવીજ ઢપનાં કાંઇબીજાં લખાણો કરવાની માંગણી માહરી પર આવતી હતી. એ વાએજો જયારે "મધુર વચન"માં આવતી હતી ત્યારે તે ઘરે ઘર વંચાતી હતી અને અમલી જમાનાનાં બુધાં બઇરોએ ઘરમાંનાં નાહના છોકરાઓ અથવા છોકરીઓ પાસે "મધુર વચન"માંથી "બેહસ્તન હોમલીબાઇની વાએજ" વંચાવી ઘણીજ હોંસથી સાંભલતાં હતાં. એ વાએજોની આરસીમાં તેમાંનાં કેટલાંકોએ કદાચ પોતાનો ચેહરોબી દીઠો હોય તો તેમાં કાંઇ નવાઇ નથી. માનસ જાતને પોતાનો ચેહરો, પછી તે ગમે એવો બદસુરતબી કાંય નહી હોય, તે આરસીમાં જોવા ઘણું ગમે છે. તીખા તમતમતા ટીકાથી કોઇબી જાતનો સુધારો કરવા કરતાં રસુજનાં હથીઆરથી સુધારો કરવાનું હું સદા પસંદ કરૂંછું. એ મુજબ ભીખાજી ભાખરા જેવા ભોલા અને રાંક વરોની ક-

લાંત બાયડીઓને સુધારવાને માટે મે પોતે વાએજ કરવાને બદલે હોમલીબાંઇ પાસે વાએજ કરાવીછે. જે હેતુથી અસલી રોમનો નાહનાં બચ્ચાંઓને દારૂ પીવાથી પરહેજ રેહવા માટે બચ્ચાંઓ આગલ છાકટાઓને લાવીને ઉભા કરતા હતા તે-જ હેતુથી કજીઆખોર સ્વભાવથી પોતાનાં કુટુંબનાં સુખનો નાસ કરનારી બાઇઓ આગલ મેં હોમલીબાઇને લાવીને ઉભી કીધીછે. એ વાએજોમાં મેં, જેને અંગરેજીમાં "કુઆએત હયુમર" કેહેછે, તે વાપરીછે તથા હોમલીબાઇની "કેરેકતર" જેમ બને તેમ પુરેપુરી ચીતારવાની તજવીજ કીધીછે. આ તજવીજને લીધે માહરી ચોપડીમાં એવું કેટલુંક જણાશે કે જે સાધારણ વાંચનારને માહરી પોતાની કલમની કસુર લાગશે; પણ નહી, એ દેખીતી કસુર હોમલીબાઇનું ચીત્ર ચીતારવા માટે વાપડેલા રંગ છે. હોમલીબાઇનાં મ્હોડામાં એકના એક બોલો, ગાલગલો-ચો, શબ્દોનાં ખોટાં રૂપ, લાગુ પડતી તેમજ વગર લાગુ પડતી કેહવતોનો છુટથી વપરાસ, અને એવીજ બીજી ચીજો માહરી કલમની કસુર નહી પણ મેં પાડેલાં ચીત્રમાં વાપડેલા રંગો છે.

આ વાએજોમાંની બે ત્રણ વાએજોની બાબદો "મીસીસ કોદલ્સ કરતન લેકચર્સ"ની ખુદ બાબદો છે. ૧૯મા અને ૩૫મા નંબરની વાએજો આખી માહરી સાથે ઘણો અતલગની સગાઇ ધરાવનારાં એક બાનુની કલમથી લખાયલીછે, જેવણની મરજીની ઉપરાંત જયા વગર તેવણ વીશેના આ ટુક બોલામા ફરતાં હું લધારે કાંઈ કરી શકતો નથી. ૩૧મા ૩૨મા અને ૩૪મા નંબરની વાએજો માહરા મીતર મી૦ અરદેસર આદરજી ખાનસાહેબની લખેલી છે, જેવણ કેટલોક વખત સુધી "મધુર વચન"ના સબએદીતર હોવાથી અને મહને કામની રોકાણને લીધે ફરસદ નહી હોવાથી "મધુર વચન"માં બેહસ્તન હોમલી-

ખાઇની વાએજનો ખાએ નહી પાડવાની મતલબથી મેં તેવણ પાસે એ વાએજો લખાવી હતી.

શરૂઆતની કેટલીક વાએજોને મથાલે મેં રમુજી તથા બીજી રીતની કવીતાઓ અને ગાયણોમાંથી ઉતારા મુકયાછે, પણ ગુજરાતી સાહિત્ય એટલું તંગ છે કે મહને બધી વાએજોને માટે વધુ અને લાયક ફકરા મલી શકયા નહી.

આ ચોપડીના પ્રુફ માહરા હાથમાં હતાં તેટલાં શેઠ સોહરાબજી શાપુરજી બંગાલી સી. આઇ. ઇ.નું દુખદાયક મરણ, જેણે આખી પારસી કોમને ગમમાં ગીરફતાર કીધીછે; તે નીપજયું. શેઠ સોહરાબજીને મેં આએ ચોપડીનો કેટલોક છાપેલો ભાગ વાંચવા આપ્યો હતો અને તે તેવણને ઘણો પસંદ પડયો હતો તથા ચોપડીમાં ચીત્રો આપવાનો વીચાર શેઠ સોહરાબજીનો પોતાનો હતો, પણ અફસોસ કે તેવણના વીચાર પર હું અમલ કરી તેનું પરીનામ તેવણને દેખાડું તેટલાં જાલમ જમ તેવણને આ ફાની જેહાનમાંથી ઉપાડી ગયો. આ બાબદમાં શેઠ સોહરાબજીએ માહરી પર નીચલું કાગજ લખ્યું હતું :—

*9th December 1892.*

Dear Mr. Khambata,

I have read the pages of હોમલીબાઇની વાઆજ which you have kindly sent to me. I believe it will be an interesting book * * * Allow me to suggest that a few woodcut illustrations will make the work very attractive

Yours Sincerely,

SORABJEE S. BENGALEE

આ ચોપડીમાં સમાવેલી વાએજો "મધુર વચન" પરથી પાછી છાપવામા આવેલી હોવાથી એ ચોપડીને મેં "મધુર વચન"નું બચ્ચું નામ આપી તેની આગલ ૧ અંક મુકયોછે, કેમકે હવે પછી "મધુર વચન"માં આવી ગયલી કેટલીક વાંચવા લાયક બાબદોની એવીજ જુદી ચોપડીઓ કાહડવાનો માહરો વીચાર છે, જે બધી ચોપડીઓ "મધુર વચન"નાં બચ્ચાં ગણાશે. આ નામ લગાર નવાઇ જેવું છે, પણ તેટલુંજ તે સીધું છે અને તેમાં કવીતા સમાયલી છે.

આ ચોપડીમાં આવેલાં ચીત્રોએ મહને ઘણી મુશકેલી આપી છે અને તે છતાં તેમાં જો ખામી જણાય તો તે કોઇનીબી કસુર કરતાં એવાં કામની જોગવઇ મુંબઇમાં ઘણીજ કમ છે એમ સમજવું. માહરૂં લખાણ વાંચીને પોતાનાં ભેજાંમાંથી ચીત્ર ઉપજાવી કાહડે એવો કીસબી મેં ઘણો ધુંડયો પણ મહને કોઇ મલ્યો નહી, જેથી જે કામ માહરૂં નહી તે કામ મહને કરવું પડયું છે.

સો. કા. ખં.

"ફ્રોરેન્ત લોજ," ચોપાતી,
મુંબઇ, એપરેલ, ૧૮૯૩

# સાંકળીચું.

પાનું



# બેહસ્તન હોમલીબાઈની વાએજ.

---

## ભીખાજી ભાખરાની ચીઠી.

નામદાર મધુર વચનના અધિપતિ એસકવાયર,

ઇત્યાદી, ઇત્યાદી, ઇત્યાદી.

મેહરબાન સાહેબ——માફ કરજો કારણ કે તમે કોણ છેઓ તેની સેવકને કશી ખબર નથી તેથી તમારાં નામને સી. એસ. આઇ., યા ઑનરેબલ, યા એમ. આર. એ. એસ., યા ફેલો ઓવ ધી બોમબે યુનીવરસીતી, યા બીજી કોઇ એક અથવા વધુ દુમ લગાડી શકતો નથી. પણ એ સંધી ખબરની ગેરહાજરીમાં સેવકે ત્રણ ઇત્યાદી વાપરીને કેટલું દહાપણ ખરચ્યું છે તે સેહેજમાં જણાઈ આવશે. ત્યારે હવે સાહેબ, સેવક તહમોને જે તસદી આપવા માંગે છે તે એ છે કે આએ ચીઠી સાથે માહરી પ્યારી મોહરદાર, માહરા જીવનો કટકો, અને માહરાં નાખ્નુન નો બાલ. બેહસ્તન હોમલીબઇ દરરોજ રાતે એકેકી કીમતી વાએજ મહને કહી સંભલાવતી હતી તે મોકલી છે. એ વાએજોને માહરી નાદર યાદદાસ્તમાં મેં કેટલુંક થયું ભરી રખીતી પણ રખે તે વખતની સાથે ઉડી જાએ અને માહરી પ્યારી

હોમલીબઇના સખુનનું ઝવેર ગુમ થાએ—જો કારસી ધપ પરમાણે લખું તો રંખેને માહરાં મગજના માલામાંથી સખુનનું પંખેરૂં ભુલાવાના આસમાન પર ઉડી જાએ—વાગતે કાગજની ઉપર તે વાએજો લખી કાહડી તહમારાં કીમતી ચોપાન્યાંમાં જાલવી રાખવા હું ઇચ્છું છું કે જેથી કરીને બીજા વરોનેબી તેના લાભ મલે અને બીજી બઇરીઓનેબી ઉલટ આવે તો તેઓબી મારી પ્યારી બેહસ્તન હોમલીબઇની માફક પોતાના વરોને કીમતી વાએજો આપતી રેહે. અને તેમ કરવું આએ જમાનામાં તો બની શકે એવું છે કેમકે આજની બઇરીઓ તો ઘણી શીખેલી અને સુધરેલી છે.

" આએ વાએજોના દીબાચામાં સાહરે પોતાને વીશેની થોડી વીગતો આપીશ તો હું આશા રાખું છ કે નકાસું નહિ થઇ પડશે. માહરી પ્યારી બેહસ્તન હોમલીબઇ જીવતી હતી ત્યારે હું મીયુનીસીપાલીતીમાં સોને પગારે ચાકરી હતો, પણ બેહસ્ત બીચારીને! તેણીના ગુજરવા પછી કેટલુંક નાણું હું બચાવી શકયો જેથી આજે સાહઠ વરસની જઇફીએ બેસી ખાવાને બને છે. તેણીને ગુજરયાને આજે લગભગ દશ વરસ થવા આવ્યાં છે. હું જયારેબી ઘેરમાં રેહતો ત્યારે બેહસ્તન "ખુશ લુલીનાં લુલકને હીલતું" કરતી અને માહરી ઉપર સખુનના બાનો છોડતી પણ હું સારી પેઠે જાણતો હતો કે:—

"'A woman moved is like a fountain troubled,  
Muddy, ill-seeming, thick, bereft of beauty;  
And, while it is so, none so dry or thirsty  
Will deign to sip, or touch one drop of it*"

---

* શેકસપીઅર

વલી જેમ આપણો મી० મનસુખ કેહેછે તેમ :—

"પણ ગોભે જેન નાણીને હીગ પોરે
લાગેછ તેન વિલખરનો ગુન્મો ની થો"

તેથી બેહસ્તન સાથ તન પાંચ કરવાનું દરૂસ્ત નહિ ધારી મેં મુગું મુગું સહવારે સાત વાગાથોજ આફીસમાં જવાનું માંડયું, અને રાતે સાત વાગે પાછો ઘેર ફરતો હતો. બેહસ્તન મહને વારેઘડીએ પુછયા કરતી કે આટલા સકારા સઘાવીને અવારા કાંહથી આવોછ, પન આપરે તો ટુકમાંજ કાસર પતાવતાતા ને કેહતાં કે "ગોલામનો જન્યો સીનોર ઘણોજ ખરાબ, છે તેથી કામ ઘણું લેયચ." ખરી રીતે તો આપરે સાત વાગે ઘેરથી નાસતો ખાસતો ખાઈ લાઇબ્રેરીમાં જતા, જ્યાંથી નવ સાહરા નવને સુમારે આફીસમાં જઈ પાંચ વાગે કલબમાં જતા. હવે માહરૂં વરણુન ખતમ થવા આવ્યુંછે અને સેવટે મહને એટલુંજ કેહવુંછે કે હોરમજી હીજા નામનો માહરો એક દોસ્ત છે જેને આએ ચોઠ્ઠી તથા માહરી પ્યારી બેહસ્તનુ હોમલીબઈની વાએજનો હસ્તલેખ (આએ બોલ વાંચીને પારસીઓ તો વલી કોરા કાહડશે કે ભીખાજી ભાખરાને વલી મરતે દાહડે શુદ્ધ ગુજગતી લખવાનો શોખ થયો ને વાણીઆઓ જીવ કાહડશે કે અલ્યા મ્લેચ્છ જાતીના પારસીને શી સત્તા કે હસ્તુલેખ જેવો કુલીન માતા સંસ્કૃત્તનો સ્વચ્છ શબ્દ ખપમાં આન્યોઃ માહરા મિત્ર હોરમજી હીજાએ તો મહને કહયું કે મુગા મુગા એ બોલને કાહડીને "મેન્યુસક્રીપ્ત" મુકો, પણ માહરી નજરમાં તેમ કરવું દરૂસ્ત આવ્યું નહિ. વારૂ ગમે તે હોએ, પણ હસ્તલેખ,)— મેં તો હોરમજી હીજાને બતલાવ્યો ત્યારે તેવણ ઘણાજ ગંભીર થઇને જાણે કેટલીક જીવને જોખમમાંથી બાહર કાહડનારી નશીઅત દેતા હોય તેમ બોલ્યા કેઃ "ભીખાજી, તંપાસજો હો; કોઈ

કેહેશે કે તહમે અંગ્રેજીમાંથી ઓગરી કીધુંચ, કેમકે તહમારી બેહસ્તન હોમલીબઇની માફક અંગ્રેજીમાંબી મીસીસ કૉદલ નામની બઇરી થઇ ગેઇચ જેણેબી એમજ પોતાના વરને વાએજો સંભલાવીતી, જે તહમારીજ માફક તેણીના વરે છપાવી-ચ." મેં જવાબ દીધો કે ત્યારે તો ઘણું મજેહનું કેમકે પારસીઓની વાબવાબી થશે અને અંગ્રેજોમાં જેમ મીસીસ કૉદલ જાણીતી છે તેમ ગુજરાતીમાં માહરી બેહસ્તાન હોમલીબઇ જાણીતી થશે.

આટલોજ બોલાશો માહરા પોતા વિશે કરી માહરી પ્યારી બેહસ્તન હોમલીબઇની વાએજો એકેક પછી છપાવવાની રજા-લેય, છે

સેવક તહમારો

બીખાજી ભાખરા.





૧.

## ભીખાજી ભાખરાને એક મહિને આફીસનો પગાર મલતાં વાર લાગો.

" કાહની ને ક્યાથી અનજાણી છઉ,
નીરનલ મુરખાઇની માહરાણી છઉ,
તાબી આની અકલના માંભલ મજ્ઞુન,
અકલ માદીમાબી અણિક છે ચણ "

મનસુખ.

ઓ વાએ રે ! આ શા જુલમ ! મરે એવાં જીવીઆંને ! ભીખાજી તહમે વખત થાએચ ને ભોનું માંગવા વેહલા વેહલા નીકરી પરોચ તે કાંહથી લાવીને ઝાંસું ? કંઇ પાસે પઇસા હોય તો બજાર મંગાઉં કેની ? તમુને તો શું છે ? તહમે તો બેઇરી ખવારેચ ને ખાઓચ ને ખાઇ પીને બાહર નીકરી પરોચ, પણ મહને મુવો ચોખાવારો, દારવારો, ઘીવારો આવી આવીને ખાઇ જાએચ તેને કાંહથી જવાબ દેઉં ? વરી કોન મુઆંને પૈસા આપી આયા ? મહને કેહોની, મુઆને જઇને ખોચીમાંથીજ પૂકરૂં. મ-રેરે ! હું તો હવે કંતારી ગેઇચ ને કોઈ દાહરે જીવ પર કરી દેવસ. આવતે આદર રોજે પરભ છે તેને સારૂ પાસે સોગન ખાવાના પાંચ રૂપીઆબી નથી. સપરમેજ દાહરે કોણ જાણે કીઆં ભ-સતાંમાંથી સઉ કોઇ ખરાપો કરાવવા નીકરી પરેચ ? પગાર લા-

વીને ઝાંસીઓ હોતે તો બે સારી વાંણી રાંધતે કે એક બે મરઘી કૂપાવતે. મુવી મજુરનાં છોકરાંબી પરભને દાહરે તમાશો જોવા જતાં હોશે પણ બીચારાં માહરાં મોતીના દાના જેવાં છોકરાં તે દાહ્ડેરે રનજીદા થશે. પૈસા લાવીને ઝાંસીઆ હોતે તો બે ઘરી ગારી કરીને એ લોકોને ફરવા નહિ મોકલ્યાં હોતે? રાન કોઇ દરનારીબી પૈસા એકઠા કરી પરભને દાહરે મીથઇ કે કેક મોહનાસાં નાંખતી હોસે, પણ હઇઆં તો મુઆં કોણ જાણે કોણની નજર લાગીચ તે દલદરેસરીમાંજ આખો જનમ સુકઇ ચાલ્યો. મુવા મોતીદાજ અભાગીઆ તો કોઇ બીજાંને શું કેહવા જઇએ? ધાનને તરેહવાર ઊંચી જાતની કેરીઓ આવેચ ને લોકે લોક લઇને ખાએચ પણ હઇઆં તો કેરીનો રંગ જોવાનોબી ઓરતો છે. 'મરેરે! માતીદાઓને મુઆઓને શું છે? ઘરી ચપકો ઘેરમાં રેહીને બહાર આભીસમાં જમી ખાઇને નીકરી પરે ને તેબલ ખુરસીએ સાહેબ શોખ બેસે. ને મુઆ માંગનારાઓ આવી આવીને જીવ ખાએ તાહરે તો બઇરીઓનો.

પરભની બાહરવને માહરી બેહન બેહસતન નવજબઇની વરસી આવીચ તેના કંઇ નહિ ને કંઇ તો પચાસ રૂપ્યા તો થશેજ થશે તે હું કીઆં વેકરમાંથી ખરચસ? સીરાજાને દાહરે દુરનાં તો રેહ્યાં પણ અતલગનાં સગાંઓમાં તો ચપતાં વેહચવાંજ જોઇએ. તેની બાહરવને વરી તે કરતાં વધારે તીખલ. વરસીને દાહરે લોકો તરેહવાર મીઠઇઓના ખુમચા અમસા પોતીકામાં મોકલે કે ચાલ નામને બે ઘરી શોભા લાગે પણ આએ માતીદો તો કુશો નામ ધરાવે એવો છે! બચારાં રૂવાન આશા કરીને એવે દાહરે આવસે તેથી બીચારાંઓ થકી જીવ કેવો બરીને ખાખ થાએચ? મરેરે! મોહત નહિ આવતું કે એવો બરાપોજ નહિ થાએ! બેહસતને જીવતાં જીવત જહરવાની કીધી હોતે તો આજે

જીવ એટલો નહિ બરતે ને આટલું બધું મુંજાવું નહિ પરતે. મરેરે! ખોદાયે કોઇને પૈસા આપીઆ હોએ તો જેહરવાની ભુલતુંજ ના. વેચી સાતીનેબી કરજો, માંગી તાંગીનેબી કરજો, નહિ તો આએ ઝેહાનમાંથી હારમાર થઇને પેલી ઝેહાનમાં હારમાંર થવાની વાત છે.

કાંલેજ પાસેનાં જીવનબઇએ ધનજી પાસે ખાખાની કોરની બધી ભરેલી સારી મોકલીતી કે ચીનથી વેચવાની આવેલી છે લેઓચ. સારી તો એવી ઉતી કે જાને હાથમાંથી મુકયેજ નહિ. પણ શું કરે પાસે કંઈ હોજયું લાવી આપેલું બરેલું હોએ તાહરે લેય કેની? પાછી મોકલતાં એવું નરસ લાગ્યું કે માહરે તો બરદે પાની ઉતરીયું. કેહશે કે મુવાં કેવાં ભીખારદાં છે કે એટલી સારી મોકલી તેબી પાછી વારી. ભીખાજી, તહમુને શું છે? તહમારે લીધે મહને લોકો આગલ મોહનું દેખારવું ભારી પરેચ. આપરી એકેક કરતાં બએ કાચી કુમારી દીકરીઓ સાથે પરેલી ને જીવનબઈ બાહાર જઇને વાત કરે કે મુવાં એવાં ભીખારડાં છે કે એક સારી વેચવા મોકલી તેબી પાછી વારી તો પછી શું શોભા રેહે? ને છોકરીઓનો ઉઠાવ તે કેમ થાએ?

તે દાહરે માહગે એવો ફેસતો થઈ ગીઓ કે તહમુને શું છે? આફીસમાંના પેસતનજીની ધણીઆનીએ કેહવાર્યું કે અમે મેદાનમાં તંબુમાં મદમનો નાચ જોવા જઇએચ તે જોઇએ તો તહમારી પુતલબઇને ને શીરીનબઇને મોકલો. પાસે પૈસા નહિ તે જીવ તો એવો બરીઆ કીધો કે બોલવાની વાત નહિ. મુવા દાલાને કેહયું કે "લાવ તાહરી પાસે પાંચ રૂપીઆ હોએ તો ઉછીના આપ," પન તેબી મુવાએ ના કહયું કે "નહિ બાઈ! આજેજ માહરી માએને રૂપીઆ આપી આયો." પાસેનાં દીનબઈ પાસે લેવા ગેઇ તો તેવનબી કેહે કે "નહિ રે, માએ! હોએ

તો તહમારી પરથી ઓવારી નાખું, આજેજ મુવા કાપરીઆના માંગતા ઉતા તે આપી દીધા." અંતે નાસીપાસ થઇને ના કેહવાયું કે નહિ માગ્યે છોકરીઓના બાપના જીવને ગમતું નથી વાસ્તે બનસે નહિ, કોઇ બીજે દાહરે જાવો તો તેરાવજો.

" આગ્યેવાએજની હેઠલ બીબાજી બાબરા સેરો માંરે છે કે આગ્યે છેહલી વાત સાંભલીને હું ઘણોજ દલગીર થયો કારણ કે પોતાની ગરીબાઇ જાહેર કરવી એમાં શરમ અથવા પાપ નથી પણ ઓર તેને છુપાવવામાં પાપ અને શરમ છે; પણ જુઓ જે મોહટા લોકોમાં વતીક પાપ ગણાએ છે તો તે ગરીબને કેટલું મોહટું પાપ છે! માહરી તબીએત હંમેશ ખોદાની બખશેસથી સારી ચાલતી હતી અને માહરો દોસ્ત પેસતનજી દરરોજ મહને આફીસમાં તનદરોસ્ત જોતો હતો અને જ્યારે માહરી બેહસ્તન હોમલીબઇએ એમ કેહવાયું કે હું સીક છેઉં તાહરે તે વર બઇએર હોમલીબઇની સચ્ચાઇ વિશે કેવું હલકું મત બાંધ્યું હોશે અને મહને તથા મારાં ગરીબ કુટુંબને કેવું ખરાબ લાગ્યું હશે?





૨.

## ભીખાજી ભાખરા એક જનને પચાસ રૂપીઆ ઉછીના આપી આવ્યા.

"આ પારહો તો દીઠેજે કોઇ દેવાનો ગાંદો રે"

મરેરે, ભીખાજી! તહમારૂં તો સદાનું એજ રેહી ગીયું. વરી કોણુ મુઆને પચાસ રૂપ્યા જાંસી આયા? આટલા મોહ-ટા માતીદા થયા ને એટલી અક્કલ નહી કે ઘેરમાં તરેહવાર અગવર પરેચ ને લોકોને તીલો કરોચ? હું ખઇરી જેવી ખઇરી થઇ તેને નહી મલે આંગ પર સારીનું એક સાજુ ચીથરૂં કે નહી એક પુરૂં પાધરૂં કાનમાં એરીન. જાહરેબી બાહર જાએ તાહરે સુવાં તીમલાં ભીખારદાંની માફક એકનું એક ચીથરૂં ઓરવીને સરમાવું પરેચ! સોગન ખાવાનું પાસે એકપુરૂં બી-લીઆનનું એરીન છે તેબી સુવું એવું છે કે જાંહબી પેહરીને જઇએ તાંહ લોકો ખરખર હસવા પરી જાએ.

માહરો વિચાર ઉતો કે ચાલ જરા બે ઘરી જીવને કરાર થાએ, એકુ મુસરમાનનો પોરીઓ રાખું. પણુ કાંહથી રાખું? મા-હરાં તોદાંમાંથી? બસ પાસે પૈસા ખઅર્યા કરતાતા તે કોણુ જા-ને કોન મુઆને ગરે લગારી આયા?

ચાંદરાત જેવે સપરમે દાહરેબી તહમે કેહો જે પોરી કરીને મો-

હનામાં નાખી હોએ તો તેબી નહિ. બસ દલદરેસરીમાં ને બરાપામાં દાહેરા કાહરવાની સરજત હોએ તે કાંહથી જાએ? લોકોના વર બચ્ચાં છોકરાંઓને લેઇને ગરમીમાં કેવા માથેરાન માહાલેસર નીકરી પરેચ પણ તહમે તો લોકોને રૂપીયાજ ધીરવાનો ધંધો લેઈ બેઠા તો પછી માથેરાન કાંહથી જવાએ ને મામલેસર માથે? છોકરાં બીચારાં ગમે તેમ ઉનારાથી બેજાર થાએ, બઇરી ગમે તો મરે ને ગમે તો જીવે, પણ વર તો દોસદાર-ને નાણાં ધીરતા ફરે! ભુસું રે એવા જીવ્યાને! મુવું રૂમેવું જીવ્યા વગર કોણનો જીવ રરતોતો? કાચી કુમારી એક કરતાં બબે છોકરીઓ માથે પરીચ તો તેનો કંઇ વિચાર માતીદા જેવા માતીદાને હાશે કે નહિ? ખોદાએ પૈસા આપ્યા હોએ તો બે ઘરી દીકરા દીકરીનાં લગન એવાં તો કર્યે કે આંખબી થરી જાએ. પણ લગન થતાં લીલો બાવરીઓ બરસે. ઘેરનાં છોકરાં ઘતી ચાતે ને પરોસનને આતો ભાવે. વાહ! એ વાત ઘણી ખાસ્સી.

મુવા હોરાનું કરજ થઇ ગીયુંચ તે આવી આવીને માથું ખાઈ જયા કરેચ, પણ કાંહથી ઝાંસું તેને? પાસે કંઈ હોએ બરેલું તો ઝાંસું કેની? બીચારી માહરી ગાય ગોલાબ જેવી દીકરીઓ માથું મગજ ખાઇ જાયચ કે "માએ પોલકાને તાંકવા લેસ અપાવો, કોસમેતીક અપાવો, અત્તર અપાવો," પણ બીચારીઓનાં નસીબમાંજ નહિ હોશે તે બાવા લોકોને નાણાં ધીરતા ફરેચ. લોકોની કારી થીકરાં જેની દુકતીઓ રાંદા તરેહવાર જાતનાં કપરાં પેહરેચ પણ માહરી બીચારી ગરીબ ગાએ જેવી દીકરીઓએ કોઇ દાહરે રેસમી લેસનાં મોજા કેવાં હોએ તેબી નથી જોયાં. વાહ! બાવા તો એવાજ થજો કે દીકરા દીકરીઓને હવામાં વખાતાં નાખે. મુઆ દોસદારો કામ લાગવાના છે કે દીકરાં દીકરીઓ?

સોલ સોલ ને અધાર અધાર વરસની દીકરીઓ થઇ ને હજીર, માએ મરે, બીચારીઓની સખીબી નથી પૈરાવી કે બાહર બીચારીઓનાં માથાં ધોવાનો હોથબી ફ્ફરાવ્યે. કેવે સારે સારે ઠેકાણેથી સખીઓ મંગાવેચ, પણ શું કરે કાંહથી જાંસે? મહને લાગેચ, ભીખાજી! કે કોઇ દાહરેબી માહરી છોકરીઓનો ઉઠાવ નથી થવાનો જો તહમે દોસદારનાંજ ગજાં ભરવા પર્યા તો. લોકો તો આજે મોહટી મોહટી રીત માંગેચ ને તે આપવા છતાંબી જો રાન, કોઈ સાસુને ઓછું પરેચ તો પછી બીચારી લેદી જેવી વહુઓ હોએચ તેની ઉપર જુલમ કરી બીચારીઓનું રંગરૂપ તમામ બારી નાખેચ. તમે દોસદારોનેજ પુછયા કરોચ તો, કાંહથી, હમણાં કેહું તાંહથી, બે દીકરીઓની રીત આપવાના છેઓ? એવા વરની બઇરીનું રાનનું જીવતરજ બર્યું.

આએ ગરમીના દાહરા છે તે ખોદાએ પૈસા આપ્યા હોએ તો રોજ રતલ બણે રતલ આઇસ મંગાવો કે જરા બચ્ચાં છોકરાંના જીવને તાહરક પરે. લોકો બારના પર તરેહવાર જાતની તોરનો ભરીને બાંધેચ તે જોઇને સુવો જીવ તો એવો બરેચ કે બોલ્યાની વાત નહિ. મકુજે ચાલ આએ મહીને હોરાનો પંદર રૂપ્યાનો આંકરો ચુકવીને દાના લેવસ તો માહરી દીકરીઓ જપકા જેવી તોરન ભરી આપશે પણ મુઈ તેટલીબી હોસ પુરી પારવાનો ઓરતો. ભીખાજી! હું તો માહરો જીવ કાહરી નાખ ખસ જો તહમે આએ પરમાણે પૈસા ઉદાવી નાખસો તો. પૈસા કંઇ સઉને ઘેર છે કે? પૈસા કંઇ બધાને મલેચ કે? મરેરે! ભુસુંરે! શું આવોબી કોઇ માતીદો હોશે." 31,17

*** ઉપલી વાએજ ઉપર ભીખાજી ભાખરા એવી શરેહ કરે છે કે બીચારા એક ગરીબ મિતર પર કોઇ મારવારીએ વારંત કાહર્યું હતું તેથી તે બીચારો માહરી આગલ આવીને રડી પ-

ડયો. તેણે આગલ ઘણીએક વખતે માહરૂં કામ કરી આપ્યું હતું તથા એક વખતે મહને એવીજ એક પીડામાંથી તાલ્યો હતો જે બધી વાતથી માહરી બેહરતન હોમલીબઇ અનજાણી નાંહે હતી તે છતાં મેં તેને પચાસ રૂપ્યા ઉછીના આપ્યા તો આટલા બધા બોલ સાંભલવા પડયા. એક તંગીમાં આવી પડેલા દોસ્તદારને પચાસ રૂપ્યા ઉછીના આપવા કરતાં હોમલી-બઇને એસકી એસકી સારી અને એસકી એસકી એરીન પેહ-રવાનું, પોતાની આલસાઇમાં વધારો કરવાને મુસલમાનનો પો-રીઓ રાખવાનું, ચાંદરાતને દાહરે પોરી કરી ખાવાનું, માથેરાન ને માબ્લેસર જવાનું, ખોટા ભપકા ભરેલી રીતે દીકરા દીકરીનાં લગન કરવાનું, પોલકાની લેસ, કોસ્મેતીક અને અત્તર લેવાનું, દીકરીઓને રેસમી લેસનાં મોજાં પેહરાવવાનું, સખી પરાવવાનું, તેઓને મોહટી મોહટી રીત આપવાનું, આઇસ પીવાનું અને બારને તરેહવાર જાતની તોરન બાંધવાનું વધારે અગત્યનું દેખા-યું. આએ બધા બકબકારાથી આપરે તો શેકસપીઅરની પેલી સોનેરી લાઇન Frailty thy name is woman યાદ કરી મુંગા મુંગા ઊંઘઇ ગયા.





૩.

## ઘેરમાંથી રાંધનારો નીકલી જાયછે.

"પકવાનો રાંધવા નથી માહરૂં કામ,
નથી હું બબરચી યા નકર ગોલામ,
છે એશ અને આરામ ઓરતને સરજત,
તેમાંજ છે ઓરતની લાજ ને ઇજત."

એક નવો કવિ.

ભીખાજી, હું સાફ કેહુંચ: આજે કંઇ માહરાથી રંધાએ બંધાએ નહિ. તહમુને શું છે? તહમે તો મારે તેબલ ખુરસી-એ બેસી જમશો ને ચરશે રૂવારો. આજે બધે દાહરાં થયા સાહરાં પાંખરે પાંખરાં તનઈ ગીઆંચ, ને જાને રાન ભથીઆરનનો અવતાર આયોચ. લોકો જોશે તેબી નામ ધરશે કે મુઆં છેકજ ભીખારી થઇ ગીઆંચ કે ચાકર નથી તેટલાં કોઇ બીજાને રોજે રાખતાં નથી. મુવો લેઇ લેઇને કંઇ દોલત તો નથી લેવાનો કે હથથી ધારો તો નથી માંગવાનો? દાહરાનો દોહર રૂપ્યો ને જુલમ જુલમ તો બે રૂપ્યા રોજ લેશે, પુણ જીવને સુખ કેટલું થશે?

બીચારી માહરી સાથે માહરી પરી જેવી દીકરીઓબી આજે બધે દાહરા થયા બેજાર બેજાર થાએચ. દીલમાંનો સહરો તો જાને ચુલાવાતીપરનું પોતું! કોઈ બાહરનું આવસે જસે

તેબી દાંદા ગણીયા વગર રેહસે નહિ. આજે બબે દાહરા થયા બપોરે જરા ઘોંતાવાનીબી ફુરસુત મલતી નથી, ને બાર એક થાએચ તાહરે જાને આંખમાં કોઇ સુઇઆ ભોકતું હાએ તેમ ઘેહેંા સારેચ. રાતેબી પુરૂં પાધરૂં ઊંધાવાનો કરાર નહી. નવ વાગે છેક ઘોંતાવાની વારી આવે તે છ વાગા નહિ વાગા તેટલાં તો ઝપ દઈને ઉઠવું પરેચ. મરેરે સુવો એ જુલમ કોણ ખમે? સાબાસ છે પાસેના નસવાનજીને કે તેવનની બઇરી આઠ સાહરા આઠ થયા નહિ તેટલાં તો જમીને સુઇ જાએ ને છેક સાત વાગા પછી આયા ઉઠારવા આવે કે નાસતો થંડો પરેચ કે ચાહ થંડી સરેચ ફરીને. આએ બપોરે ખાધું કે વરી પાછો બે ઘરી બ-રદો નાખે તે તન વાગે મઝાથી ચાહ પીવા ઉઠે. એ તે જીવતર કેહવાએ, ને એ તે સુખ કેહવાએ. આએ શું? ઘાંચીના બે-લની માફક પાણી પીવાનીબી ફુરસુત નહિ.

જોઇએ તો તહમે હોતલમાંથી ભોનું મંગાવો, ગમે તે કરો. આવતી 'કાલથી હું કંઇ ચુલો બુલો સલગાવાની નથી, પછી તહમેં જાણો.' મરે, ગરઠ ખરચીને * * * એ વાત તે કીઆ ખોદાએ કહી? પેલા કેહેચ તેમ રૂપજી કરે રૂપાલા ને વહુને થાય ઉછાલા, તેમ તહમે તો ખાઈ પી તનદરોસ્ત થઇ દગલી પેહરીને ઘરઘર ઉતરી પરસો, પણ હઇઆં તો આખો દા-હરો દેવાનીનો અવતાર આવશે. વાસન ઉજારવાનાં, ઘોવાનાં, કચરો કાહરવાનો, નુછવા નાછવાનું, છાંતવાનું, ચોક પુરવાના, દીવા બતી કરવાના, લોબાન ધુપ કરવાનું બધું એખલે હાથે તે કેમ કરી મરે? સુવાં એ ઘધેરાં વહીતરાંને લીધે એક નામનો બખીઓ ભરવાનીબી ફુરસુત મલતી નથી આજે કેટલા કેટલા દાહરા થયા સારીની કોર માંડીચ તો તેબી બે ઘરી હાથમાં લે-વાની ફુરસુત નથીઃ મરે, કુતરાં બીલારાનું જીવતર હજુર ભલું.

માતીદોબી. તહમે કેહો જે, સમજુ હોએ તેબી નહિ. લોકોના માતીદા કેવા બઇરી પગ ઘરૂં પરૂં થઇ જાએચ? બઇરી કરારે કોચ પર બેસીને ભરે ને માટોડાઓ કચરો વારે, બચ્ચાં છોકરાંને નહવારે ધોએ, રાંધે, સીધે, ને વરી આભીસમાં જાએ. મરે! સુખે તે એવીજ બઇરીઓને છે જો.

તે સાથે વરી રેહયો સેહયો જુલમ તહમે કરોચ. કાલે પેલો સુઓ રેહવા આયો તો તેને જતો મુકયો. ધુર નાખી તેનાં નામ પર બાર ગારાં સુઆના! હધાર રૂપીઆ માંગતોતો તો અધાર. સુવો રેહયો હોતે તો જીવને જરા કરાર નહિ થતે? પણ બસ સો ખરચીને સાવાયાની વાત કરવાની તેપ પરીચ તે કાંહથી જાએ?

વરી નહિ ઉતો ધોબી સુવો કોન જાને કીઆં ભસતાંમાંથી કાલે ઉથી આયો? સુવો આવીને ઉભો કે બાઇ વાગા વાચુન ગે, પન ઝેર ખાવાની ફુરસુત નહિ ને વાગો કાંહથી વાંચી લેઉં? પુતલીને કહયું કે તું એટલાં કપરાં વાંચી લે તે તેનો તો મીજાસ ગીઓ ને બબરવા લાગી કે મરે રોજ ઉઠીને એ પીરા તે કોન ખમે? ધોબીને સકું જે ઉંહીઆં આવજે આથ વાગે, શેઠ વાંચુન ગેલ. પન તહમે તો અખઇ રહ્યા ચરરર મરરર કરીને ચાલતી પકરોચ તાહરે કોન માહરો બાપ બંધેવી કપરાં વાંચી લેવાનો છે? માહરે શું? હું તો વાગાને એમનો એમ રેહવા દેઉંચ પછી કપરાં ધોબી રાખી, આયો હોશે તો તે જાને ને તેનું પાપ જાને. હું કપરાં તારવા બારવાની નથી. જોઇએ તો ગાંસરામાંથી લેઇ લેઇને પેહરજો. એતલીબી ફુરસુત નથી કે મેલાં કપરાં લખી આપું. પછી ધોબીને કેહું કે જા સુવા તુસજે હાથે ગણી લે ને કેટલાં થાયચ તે સાલા કેહ કે આંમી માંદી રાખું.

આવતી કાલને વાસતે પુતલીને મોકું જે તું નહિ તો શીરી-

ન બેમાંથી એકુજન ચોખા ચુંતી મુકો તો તેહને સાંબો જવાબ આપ્યો કે મ્હને ઇજારની કોર પુરી કરવાની છે ને શીરીન તો કેહે જે હું તો નમુના ઉતારૂંચ. એ લોકોનોબી બીચારીઓનો શું વાંક? જરા કંઇ કામ હાથમાં લીધું કે બોલ બોલતાં રાત પરેચ. કાલે બચારી શીરીનને મસાલો છુંડવા બેસારી તો રાનબી આંખમાંથી કંઈ આંસુ પરે તો પરે કે બોલવાની વાત નહિ. પછી ઉઠારી મેલી કે જા માએ ભરવાનું હોએ તે લેઇને બેસ, આંખ બાંખ હેરાન થશે તો હું કાંહ મરસ? એક તો પરનાવા અદરાવા વગરની છોકરીઓ પરેલી, ને બીજું તો કંઇ સાસરાં સુઆં સુખ દેખારવાનાં છે? સાસુ તો રાન વહુને તાપ આવે કે વહુ માંદી હોએ તોબી કેહશે કે ચાલરે મોરી ચોતરા ધો, કચરા પુંજા વાર. વરી રાન કેતલીએક પેતબરીની કમજાત સાસુઓ આવેચ તે તો વહુને મરવાની વાત જોએ કે બીજી વહુ આવે તો બીજી વધારે રીત મલે. તહમુને શું છે? બધો જુલમ છે તે બઇરાંઓ પર છે. માતીદાઓને શું? ખાએ, પીએ, લૂખે, વાંચે, ધોતા ધાતા ફરે, આભીસમાં જાએ, આએ દોસતારને તાંહ ગીઆ, પેલા દોસતારને તાંહ ગીઆ, ગોત પીત સોત પીત વાત કીધી, હસ્યા, બોલ્યા ને દહારો કાહર્યો; ચાલ ભઇ પોઇશ.

*** આએ જગે ભીખાજી ભાખરા લખેછે કે માહરી પોતાની તરફના ટીકા હ્યાં આપતો નથી પુન બેહસ્તનના સખુનનું દાહ-પણ વાંચનારની મુનસફીને સોંપુંછું.



## ૪.

## ભીખાજી ભાખરા જસનમાં જમીને રાતે અવારા ઘર આવ્યા.

"ગયગત* ન આઇ તુજકો કુચ અએ યાર બેશરમ!
યાર બેશરમ! યાર બેશરમ!
કીસકે ગલેકા હો રહાથા હાર બેશરમ!
મમતીમે આઇ મેરી નહિ યાદ એક જરા,
લપતા રહાથા કીસ્મે તું ખુનખાર બેશરમ?"

ન. મૈ. ખાનસાહેબ.

અરે વારેવા ભીખાજી! તહમે તો થીક ધંધો માંડયોચ. હવે રહ્યો સહ્યો એબી સોખ પુરો પારોચ કે? રાતે બાર બ્બાર વાગે ઘેર આવવા માંડયું એબી સારી વાત! વાર જોતાં જોતાં દોરાબી તનઈ આયા કે ઓએ આવશે, ઘરી ચપકામાં આવશે; પણ તહમે તો જીભરૂં કોન જાને કાંહ મોજ મારવા ભરાયાતા? ઉજાગરો કરતાં કરતાં હાંજીઓ સરેકમબી થઈ આયો પણ તોહમે તો જીવને નીરાંત કરવા સધાવેલા તે પછી બઇરીને સરકસ થાએ કે બરકસ થાએ તેમાં તહમુને શું? રરશે રૂવારો. સાથે લાગી, સાહરી સુંના જેવી દીકરીઓનેબી ઉજાગરો કરાવ્યો કે ભીખાજી તો કોન જાને કાંહ જઇને ભરાયા હોશે ને ઘેરમાં કોઈ ભરઈ

---

*શરમ

જશે તો માલમબી નહિ પરશે તેથી એમબી'ને એમબી આ-
વેનેજ સુવા જજો. તેબી બીચ્ચારીઓને સાથે લાગો સરકમ થયોચ
ને તાપ આવેચ. તહમે એવા કાંગલા કુંગલા થઇને છટકી
નાહ જાઓ; એવી તાલ તો મહનેબી આવરેચ. પેલા કેહે તેમ
પોર સુઈ સાસુ ને ઓન આયાં આંસુ. માતીદાની તાકાત શું
કે બઇરીના હોકમ વગર કેઠેબી સસરે? ઉઠારેલો ઉઠે ને
બેસારેલો બેસે તે તે માતીડો. માતીદો તો બઇરીનો ફર-
માવેલો બંદો! બઇરી કેહે કે ઉઠ તો ઉઠે ને બઇરી કેહે કે બેસ તો
બેસે તે તે માતીદો કેહવાએ આએ તો શું બઇરીને કેહ્યા પુછ્યા
વગર જાંહ ગમે તાંહ ભટકે ને ઘેરમાં તો થોબવાની વાતજ નહિ;
દાંદીઆં સાથે આવે ને મરઘા સાથે જાય! સાબાસ પેલા ના-
હનાભાઈ મેહતાને કે બોચારો આટલું કમાએચ તે છતાં બઇરી
જેમ ચલાવેચ તેમ ચાલેચ. આભીસમાં ફરતાં ફરતાં પર
હુકુમત ચલાવેચ. એકને જગે પાંચ સીપઇઓ ને હમાલો
દોરાવેચ તોબી બઇરીના હાથમાંથી તરત દોરી જઇને ચા-
હેનું અજીથું 'પ્યાલું' લેઈ પોતે ધોએ ને બઇરીને બાઇ વ-
ગર તો હાંક મારે નહિ. બઇરી કેહે કે આજે બહારનાં બઇરાં
મલવા આવવાનાં છે વાસતે ઘેર આગલ તહમે સકારા ના
આંવતા તો બીચારો તેમજ કરે ને આભીસમાંથી સકારે છુ-
ટે તોબી કેઠે કેઠે જઇને બઇરીએ કેહયું હોય તેજ વ-
ખતે ઘેર આવે. વરી પાછો બીચારો ઘેરનું તેટલુંજ કામ
ઉઠાવે, વરી ધોબીને કપરાં લખી આપે, વાંચી લેય, તારે, ઉ-
નચાં નીચાં કરે ને બઇરી કોચ પર અઘેલઇને નુસપેપર વાંચે.
એ તે માતીનું સુખ કેહવાએ. તહમારી માફક બધું ઘેરનું
કામકાજ બઇરીની પર નાખીને બહાર જાએ ને જાહરે ગમે
તાહરે ને જાંહ ગમે તાંહ ભટકીને ઘેરમાં આવે તે કંઈ સુખ
નહિ. તે દાહરે તહમુને કેહયું કે ભીખાજી આજે જરા અરધા

દાહરાની રજા લેઇને ઘેર સકારા આવજો. હું નવજબાઇને તાંહ ઘણા દાહરા થયા નથી ગેઈ તે તાંહ જવાની છઉં ને માહરી છોકરીઓ આગલ કોઇ નથી તો તેટલુંબી કેહયું નહિ થયું. હવે તહમે ઘેરજ માંડયું તાહરે હું એમ પુછું કે તહમે બઇરી-ના થાવો કે નહિ થાવો. મુવો બધો જનમજ એમાં ને એમાં ઘસઇ ગીઓ પણ તહમુને કંઈ તેની અસર થઈ નહિ. મરે! માહરાં માએ બાપને બી કોઇ બીજું નહિ મલ્યું કે આએ તોક ગરે ઓરવી? હું તો એ માતીદાથી બેજાર થઈ ગેઇચ. દીન ઉગે એનો એજ બરાપો તે મુવું કાસબી તે કેમ સુજ પરે? જસનમાં જોભરવા ગીઆ તે કંઇ બઇરી છોકરાંનો વિચાર નહિ આયો કે ચાલ તે લોકોનેબી બજારના બે તણ રૂપીઆ આપી જાઉં કે સખે બેસીને ખાએ? રોજ ઉઠીને મુવું ધાન દાર જોભરતાં હવે તો મોહને ફીનબી આવેચ. પાસેના જીવન-ઇને તાંહથી અવાર નવાર આવ્યા કરેચ તે લેતાંબી હવે તો શરમ લાગેચ. પરમદાહરેબી બચારાંએ હુંની હુંની પતરેલ મોકલી, પણ કોઇ દાહરે આપરે તાંહથી બચારાંને દાકી રોતલીબી નથી પુછઈ. કેહશે કે મરે કેવાં નફ્ફત છે કે મોકલીએચ તે તીમલાંની માફ્ક ખાઇને બેસેચ. તે દાહરે માહરો વિચાર થયો કે આલ આજે ચાંદરાત છે તે બે ચાર પોરી કરી જીવનઇને તાંહ મો-કલું પણ જોવા ગેઈ તો પેતીમાં ખાનબી થઇ રહેલી તેથી મદઇના જીવને કુરાપો કરાવીને બેસી રેહી. હવે તો તહમારૂં ખમતાં ખમતાં મારૂં સીનુબી સરી જાએચ ને કોઈ દાહરે ઘેરબાર છોરીને હવે તો નાહસી જવશ. મરેરે, આગ લાગે એવાં ઘેરને ને બારને સાથે!

*** હ્યાં ભીખાજી ભાખરા એવી નોંધ કરે છે કે બેહ-સ્તન હોમલીબાઇના સદાના આવા પતપતારાથી હું એટલો બધો

તો કંટાલતો હતો કે જો કસ્સાંમાં મહને આરામ નહિ મલતો તો હું મનસુખનું ગંજનામું હાથમાં લઇને બેસતો કારણ કે મેં જમશેદજી પીતીતની કવિતામાં વાંચ્યું હતું કેઃ—

"ઘરના કંકાસમા,
ગમના કાલાસમા,
તન મનના નાસમા,
કોણ છે બેરખાહીમા ?
તો ભલી કવિતા."





## ૫.

### એક જુની પડોસણ હોમલીબાઇને મલવા આવેછે.

અરેરે ભીખાજી! બઇરાં માતીદાનો તમુને તો કંઇ મલાજો મલેજ નહી. એ દુખે તો હું બરી બરીને ખાખ થઇ જાઉંચ. મુવું, માતીદાના બરાપાથી દીલ પરનું માસબી તવઇ જઇને હવે હારકું ને ચામરું રેહેલું છે. બહારનાં બઇરાં મલવા આવે કે આવેજ નહી? પારકાં બઇરાં ઓરદામાં આવે ને તહમે ઓરદામાં અર-દઇને પરો તો પછી આવનારનો મલાજો શું? એ દુખે તો કોઇ ઝાજું મલવા આવતુંબી નથી. માતીદાઓને તો પારકાં બઇરાં-ઓનો ઓરોળબી નહી જોવો જોઇએ. તેને બદલે તો તહમે ગા-મરીઆનાં નવજબઇ કાલે આયાં તેની સાથે જાણે કેટલાં વર-સની મોહબત હોય તેમ તાહેલ લાગી ગીઆ. હું કેહુંચ સાફ; હવે હું માહરો જાન કાહારી નાખશ. બાહર વાત જશે કે હોમલીબઇનાં ઘેરમાં, આયાં ગીયાંનો મલાજો નથી, તો પછી હું શું તહમારાં ધણનાં કાહરી લેવશ? હજુર તો માહરી કાચી કુમારી છોકરીઓ પન્યા વગરની પરેલી છે ને તહમે એવાં એવાં કોટક કરતા ફરોચ તે ઠીક નહી. લોકોના માતીદાઓ કેવા શીઆણા છે કે પોતે ઘેરમાં હોય ને હજારશો બઇરાં મલવા આવે તોબી જાણે ઘેરમાં છેજ નહી તેમ ભરઇ બેશે. પન તહમે તો ઓરસંતાવા ભરાવાને બદલે ગામરીઆનાં નવજબઇ સાથે તેવણની દીકરી, જમઇ, વેહવાનની વાતો ચલા-

વવા માંડી. તહમુને શું તેની દીકરી સાસરે જાએચ કે નહી તે પુછવાનું? તેની દીકરીનું લાગતું હોય તો તેની સાથે નાત-રૂંજ કાંએ નહી કરતા કે પીરા ઓછી! હું ઘેરમાં સુવેલી ઉતી ને તહમે બાહરનાં બઇરાં સાથે એટલી છુટ લીધી તાહરે હું ઘેરમાં નહી હોતે તો તહમે શું બી કરતે! જો ભોખાજી! હું તહમુને બધાં છોકરાંઓનાં દેખતાં કેહુંચ કે એ વાત થીક નહી. પછી ઘેરનો સાખો પરી જશે. એજ દુખને લીધે તો કોઈ મુવું છાટી ચલાવીને બે ઘરી મલવા ભેટવા આવતું નથી. પતેલનાં કોલીબઇને કેહવારી કેહવારીને રેહી કે વારૂં મરી જાઉં ફુરસદ પર તાહરે બે ઘરી આવી જજો, સાથે મલી સુખ દુખની બે વાત કરી જીવ વેરીશું, તો તેવનબી કેથાં તહમારે લીધેજ અખારા કરયા કરેચ ને જાહરેબી માનસ મોકલુંચ તાહરે કેહવારેચ કે "માએ શું કરૂં ઘેરમાંથી બાહર નીકરવાની ફુરસુદજ મલતી નથી." તે દાહરે માકાશાનાં ગુલબઈ પોતાની દીકરી નાજાંમા-એને લેઇને આયાં પણ તહમે કેથા ઘેરમાં તેથી તેવન નહી મા-એ જરા માહરી બેહનને તાંહ જવાનું છે કરીને ઉભાં ઉભાં ચાલી ગીઆં. આવી વાતથી તો જાણે માહરૂં નાખ નીકરી પરેચ. શાબાસ છે પાસેના કુંવરજીને! તે દાહરે હું જરા તેવણની વી-રબઇજીને મલવા ગેઇ ને જીભરૂં ઓરદામાં બેસીને જમતાતા તે મહને જોતાંને વાર ભોનું મુકીને ઉઠી ગીયા ને પોતાની દીકરી પાસે પાસેના ઓરદામાં ભોનું મંગાવીઉં. મેં કહયું કે કંઇ નહી રે બા તહમે કાંએ ઉઠી જાઓચ હું તો જરા વીરબઇજીને ઘના દાહ્‌રા થયા મલી નથી તે મલવા આવીચ, તોબી બચા-રાએ કંઈ પાછો જવાબબી નહી આપ્યો ને શરમમાં ને શરમમાં નીચું ડોકું કરીને ચાલી ગીઆ. વચમાં ખુરસી પરેલી ઉતી તેબી બચારાને ધરરર કરીને ગુંથનમાં વાગી પણ બીચારા જાણે કંઇ જાણતા નહી કરીને ઉભે પગે જતા રેહ્યા. એવા માતી-

હાનું તો મુલખી નહીં થાય. માનીદા તો એવાજ હાજો ! લોકોની છોકરીઓને તેઓની સહીઓ કેવી મલવા આવેચ કે જાને આપરે જોયાજ કરીએ, પન બીચારી માહરી છોકરીઓ આગલ તો તહમારાં દુખે કોઇ પોતાની છોકરીને મોકલવાની હીમત બી નથી કરતું. કંઇ ખોદાએ જખાં તહમુનેજ આપીચ કે? જેની તેની સાંથે જરા જરામા ઓરખે નહી ઓરખે તોબી બકબકારો કરીઆજ કરવાનો ! તે દાહરે પુટલીને જસાવાલાંનાં જાઇજીની છોકરી મલવા આવી તેની સાથે તહમે વાત કીધી હોશે તે પોતાની માઓને જઇને કેહવા લાગી કે પુટલીબઇના બાવાએ માહરી સાથે વાત કીધી ને પુછયું કે "તાહરા બાવા કેમ છે." મહને તો એવી શરમ લાગી કે દીલમાંનું બહીઆન બધું પસીનાથી ભીજઇ ગીયું.

*_* આએ વાએજ પર ભીખાજી ભાખરાએ ઘણો લાંબો સેરો માર્યો છે પણ તેવણનાં 'મેનીઉસક્રીપ્ત' નો કેટલોક ભાગ ક્માએં ખાઇ ગયલાં હોવાથી જેમ તેમ આટલુંબી ભારી સખતીથી ઉપજાવી કાહડયુંછે. ભીખાજી લખેછે કે ગ્રામરીઆનાં નવાજબાઇ અમારાં અધાર વરશનાં જુનાં ભારૂત હતાં. જ્યારે અમો સાથે રેહતાં હતાં ત્યારે વારેઘડીએ તેવણ પોતાનાં કુટુંબ સંબંધી બાબદમાં માહરી સલાહ લેતાં હતાં. એક દાહડે હોમલીબઇના હાથ ચોખા ન હતા ને મહને છાટીમાં પેન મારી, આવી તો માહરી બે દીકરીઓની સાથે માહરી છાટી પર રાઇ મારવા લાગાં અને માહરી બીજી રીતે માવજત કીધી. એવી એક પડોસણ માહરે તાંહ મલવા આવે અને હું "પેલા પાસેના કુંવરજી"ની માફક કેમ નાહસી જાઉ ? માહરી હોમલીબઇનો નીતીનો કાયદો અજબ તરેહનો હતો. પોતાના વરે અધાર વરસની એક જુની પડોસણ સાથે તેવણનાં દેખતાં વાત કીધી તે તેવણને નાલાયક લાગ્યું પણ કોઈ કોઇ વેલા જ્યારે

ગાહરા દોસ્તદારો મહને મલવા આવતા ત્યારે જો ઓરદામેં તેવણુને કાંઈ કામ પડતું તો ગમે એવાં કપડાં પર તેવણુ આવતાં પછી દિલમાં પેતી હોય કે ફકત નેતનો સદરોજ હોય. આએ વાતથી હું એવો લજવાતો પણ હોમલીબઇને છેડીને હુ કાંહ ઉભો રેહું તેથી ગલે ગાંઠ ને મ્હોડે ડુચો મારીને બેસતો. પ. તેલનાં કોલીબઇએ હોમલીબઇને મલવા આવવાના અખારા કીધા તેનું તો કારણુ જુદુંજ છે. કોલીબઇએ હોમલીબઇને હરૂસે કંઈ વાત કેહી હોશે તે હોમલીબઇ લાગલાં કોલીબઇની બેહનને કેહી આવ્યાં જેથી બેહન બેહનોમાં મારામારી થઇ. તે દાહડેથી કોલીબઇએ માહરે તાંહ આવવાના અખાડા કીધા.





૬.

## હોસલીબાઇનાં બેહસ્તન માએની છવીસમાં વરસની બાંજની બજાર ભીખાજી ભાખરા લેઇ આવ્યા.

મર્‌રે ભીખાજી! તહમે તો આદમજી ગીઆને ઘણેરા વ-સાવી આયાજો. સુવું બજાર લેવા ગીઆ કે મસકરી કરથા ગીઆ? આને તે બાજનું બજાર કેહ કે? બજારમે અંદુસ કકરી વકરી જાએચ ને તહમુને મારકીત જેવી મારકીતમાં અં-દુસજ નહી મલીયાં? આએ પપેનાસ બાજને વાસતે લાયા કે ઉતાર પર મુકવા લાયા? સુવું અરધું પપેનાસ! તેને હું શું કરૂં? બે બાજ, એક અફ્‌ગાન ને એક ફરેસ્તીસાં સુવું અ-રધું પપેનાસ તે શું ચાલે? બજારમાં કેરી કાંહ છે? માહરાં બેહસતન માએને કેરીના દાહરા કેરી વગર જરા ચાલે નહી ને તેવણુનીજ બાજ કેરી વગર ભરૂં? મર્‌રે જીવતાનુંજ કરી-એ ને મુવાંને તે શું નાખી દેઇએ? બીચારાં મુવાં વરસ દાહરે એક વખત આશા કરીને આવે, તો તેને આએ પરમાણે રં-જીદા કરીએ? બેહસતનને કારેલાં ને કોબી વગર તો જરા ચાલે નહી. મોઘાં કે સોઘાં પણ કારેલાં ને કોબી આવી એ-ટલે બેહસતનને મનસે બધું આયું. તેવનનીજ બાજ ઉપર કારેલાં ને કોબી વગર હું અસતમ ભનાઉં? મર્‌રે એવાં જી-વીઆને ને મર્‌રે એવી દીકરી જમઇ! આએ બદામ કેટલી લાયા? બસ, અરધો શેર! તો તહમારી સુધ બુધ ગેઇતી કે

એમાંથી સીગરમાં શું નાખશ ? પોરીમાં શું નાખશ ? ને આ ઉદમાં શું નાખશ ? ધાનસાં શું નાખશ ? ને ખીમામાં શું નાખસ ? અરધો શેર બદામને શું કરૂં ? વાપરૂં કે નાખસાં સુંધું ? જરા માટીડા જેવા માટીડા થયા તો જરા અકલ તો વાપરીએ.

ગામમાં લીલાં અંજીર રેવ રેવ થાએચ ને તહસુનેજ નહી મલીઆં ? લઈ લઇને સઉ કસામાં સેદડીના સાંઠા લેઇ આયા. તેને શું ધોઇને પીવાના છેઓ, કે રાન તહમારી બઇરીનાં રોઠમાં માહવાના છેઓ ? જાઓ, જાઓ, અવે જરા અકલ પકરો. ચીસચાલીસ વરસની ઉમર થઇ, ને અવે અક્કલ નહી આવશે તો, શું ઘરપણમાં આવવાની છે કે ? તહમારાં ખેન કોતક જોતાં જોતાં હવે તો માહરાં સીનાંખી ગરી જાએચ.

આએ શું મરધી લાયા કે તહમારી આઇબાઇનાં કોતક મારી આયા ? મરધી તો નહી પણ સુઆં કોનલાં તો છે. તે તાહરે મેં બારનેથી દશ દશ આને એવી તો મરધી લીધીઓ કે જાને ચાર ધરી જોયાજ કરીએ. પુતલીનાં વરસપર એક કપાવી તો સમારતાં સમારતાં હાતમાંથી પરી જાય એવી ભારી ! ને કાપીઆ પછી કંઈ સીનામાં ઈંદાં, કંઇ સીનામાં ઈંદાં કે આપરી નજરબી નહી ઠરે ! એને તે મરધી કેહે. આએ તો શું ? સુઆં કોટલાં ! શુ જાહસીઉં એનું ? પંદર આનાની બે ! મરેરે ! રરતીનાં આંસુ લુછાવી, આયા તહમે તો. સુઆને પંદર આનાની ધાર ધાલી. સુવો વેચતો મરે સુવો ! સુઆ ભસતે ગીઆ ને કેહીએ કે સુઆ ખાતલે પરીને ખાજે.

વારૂં જરા પોરીમાં ને કેરવઇમાં છાંતવા ગેલાબ બી નઈ લાયા ? તેબી તહસુને કેહીએ તાહરેજ લાવે ? ધાનમાં નાખવાનો મસાલો કાંહ છે ? આટલી એલચીને શું કરૂં ? ધોઇને પીઉં ?

એક દોથીમાં રાંધું શું ? ને રાખું શું ? સુવો બાપ ખાએ ને દીકરો * ન * જાએ એવી વાત. એ તો થઈ. મહને રાત દીસનું આસતમ ભનાવાનું તેમાં એક દોથી તે કેમ ચાલે ?

મન ખાન જોઇએ, એક મન ઘી જોઇએ, તેમાં તમે પંદર સેર ખાન ને દશ શેર ઘી લાયા તેમાં માહરૂં શું વલીઉ ? એમાંથી મીથઈ તે શું થાય ? ને રંધાય તે શું ? ને લોકોને ઘેર મોકલવા ચાકલવાનું તે કેમ બને ? દરરોજ લોકોને તાંહથી તરેહવાર મીથઇના ખુમચા આવેચ તે ખાતાં ખાતાં અવે તો મુઈ શરમણી લાગેચ. આપરે લોકોનું લેયા કરીએ ને આપરે તાંહ કંઇ બાજ રોજ હોએ તાહરે આપરે લોકોને તાંહ નઇ મોકલીએ તો પછી આપગ દાનદા નઈ ગણાય ? લોકો એમ નઈ કેહે કે સુવાં ભીખાગ્દાં છે ? લોકોને તાંહનું આવેચ તે લેયચ ને પોતાને તાંહ કંઈ હોએચ તો લોકોને તાંહ મોકલતાં નથી. માહરો વીચાર ઉતો કે ચાલ આએ બાજે એક ખુમચો પતેલનાં આસીબઇને તાંહ, એક ખુમચો વીમાદલાલનાં વીલરબઇને તાંહ, એક ખુમચો સરાફનાં શુનાબઇને તાંહ, ને જરા ચાસની પાસેના વીરબઇજીને તાંહ, ઘેરવાલાના માપર, ને હેઠેનાં જીવનબઇનાં ઘેરમાં મોકલસ. પણ કાંહથી મારાં ભેથરમાંથી મોકલું કે તમારાં તોદાંમાંથી મોકલું ? જાને આએ વખતે શું કરૂં, જીવ પર કરૂં એવું થાયચ. પણ દમ બખસ કરીને બેસી રેઇચ. માતીદા એવા અભાગીઆ તાહરેજ એટલું સોસવું પરેચ કેની ?

* * આએ જગે ભીખાજી ભાખરા એક ટુકજ નોત મારેછે કે ફરૂત, તરકારી, મેવો, ઘી, ખાંડ, મસાલો, મરઘી ને બીજું પરચુટણ મલીને ખાસા પચીસ રૂપીઆને ઘેર ગીઓ તોપણ હોમલીબાઇની માએની છેક છવીસમા વરસની બાજ પર આએ ખરચ હોમલીબાઇની ખાતરમાં આયો નહી. વલી વધારે અજ-

સારૂં સારૂં ખાવાનો ચસતો થયોચ તેથી. દાંત પાંધરા નહી રેહે તો જરા દાંતને ભાંજ્યે. લોકોના માતીડા તો કેવા બઇરીને તરેહવાર મોજ કરાવે. બઇરીને વાસતે બાહરથી કેક મકરૂમ ને પુડીંગ પઈ લાવે પણ તહમે તો અવલજી જેવા બઇરીને ખવારવાને બદલે બઇરી પાસે માંગોચ. લોકોની બઇરીઓ તો વરની સાથે મ્હૅમને તાંહ આઇસકીરીન ખાઈ આવેચ ને મરે તે લોકો વાત કરે ને જાણે આપરાં મોહનામાં મોર છુટે. જીવતર તે એવી બઇરીઓનું કેહવાય !

આભીસને નામે બહાર જાય ને કોણ જાણે કાંહ કાંહ ભટકીને આવે ને વરી બઇરી પર સાસબો દમ ! એ કંઈ તહમારો દમ હંઇઆં બઇઆં ચાલશે નહી. સમજીઆ કે? ગરમ ગરમ ખાવાના ચસતા હોય તો સુગા સુગા આભીસમાંથી પાધરા ઘેર સાંજે આવીએ. ખાવાનું ધુખરાયચ તેનું હું શું કરૂં? શું તપીલી પર ચહરીને બેશું ? લોકોના માતીડા સહવારે ચાહ પીધી કે તરત જમીન લેઇને બજારમાં દોરી જાએચ. પણ તહસુને તેહ ગામ બહાંની ફીશીઆગી તે બજારમાં તહમારાથી કેમ જવાય ? તહમે તો અરીસ ધરીસ જેવા બઇરીના જીવ પર પધાચ. લોકોના વર ઘેરમાં એવું કામકાજ કરેચ કે જાણે આપરે જોયાજ કર્યે. લેવોની પાસેના લીમજીભઇ. સહવારનાં તેવણુની બઇરી હજુર તો સુતેલી હોએચ તેટલાં બરી ગજ્જરના ઉઠીને કેવા ચુલો સલગાવેચ ને હાંદા કરસીઆ ઉજારેચ? ચાહ સુકીને છેક બઇરીને ઉઠારેચ. મહીનાનાં પંદર દાહરા રાંહનીનો કચરો કાહરતાં દો હું તેવણુને જોઉંચ. એટલું છતાંબી બઇરીના તરેહવાર બોલ ખમેચ ને બઇરીને "બાઇ, બાઇ" કરેચ. ગીઆં આતસનાં પરભ પર પોતે ખાસખા આભીસમાંથી ઘેર રેહીને આખી રાંહનની ધોઇને જાને દીવાની જોત જેવી સાફ કીધી ને બીચારા પોતેજ ચુનો ઘોરવા લાગા એ તે બઇરીને સુખ, ને

વર તો એવાજ જોઇએ. આએ તો સુવું શું ? જાને ગોલામરી વેચાતી લાયા હોએ તેમ બધું ખઇરીજ કરે ! ખઇરીજ રાંધે ! ખઇરીજ વાસણ ઉજારે ! ખઇરીજ કચરો વારે ! ખઇરીજ ઇટકો કરે ! ખઇરીજ પથરો કરે ! માહરાં પાંખરાં એવાં પતકઈ જાઓએ-ચ કે જાને શુંનુ શું કરૂં ! સરૂ કસામાં તમુને મોહતી મોહતી તચાકરી ફારીને ભણવાનું ઘણું આવરેચ. પણ એ બધા ઘોંગ હું સમજુંચ. તહમે કંઇ એમ ના સમજતા કે હું સમજતી નથી. મન એવાં હરામ હારકાં નહી રાખીએ. હારકાંને જરા ભાંજીએ ને ઘેરમાં હોઇએ તાહરે જરા વાંકા સીધા થઇએ. સમજીઆ કે ? હવે જરા બાલ પાકવા આયા બાલ, તેથી અકલ પકરો. બરાપા ને બરાપામાં માહરો આખો જનમ અંતવૂઇ ગીઓ પન તહમે નહી સુધરીઆ. સુઆં માહરાં માએ બાપ-નેબી કોઇ બીજું મલીઉતું નહી કે મને હંઇઆં લાવીને ફસાવી ? ફરીથી જો માહરી આગલ એવી લાહરી કીધીચ કેની તો તહમારૂં કીધું તહમે જાને. તહમે જાનો કે નવ વાગા ને લાવો લાવો નાસતો લાવો તે હવે કંઈ બનશે નહી. એ તો રાઇના પાર રાતે વહી ગીઆ. સુઆ શાના પાર પર એટલો બધો દમ ? શું લાખ આપેચ ને કરોદ બખશેચ કે તહમુને મન ભાવતું રાંધીને ખવારૂં ? ભોનું શેઠને વરી ગમતું નથી ! કાંએ નથી ગમતું ? ચાલો તાહરે કાલે ઉઠીને એમબી કેહજો કે મહને બઇરીબી ગમતી નથી. જાઓ, જાઓ, હવે જરા વરશ પરમાને અકલ રાખો. છેકજ ચરી ચુકી ના જાઓ. બીજી જેવી જો બઇરી મલી હોતે કેની તો તહમુને સારી કાની દેખારી આપતે. એ તો તહમારા વરાવાનાં પુન કે હું મલીચ તે તહમારૂં બધું સાંખીજ જાઉંચ. પણ હવે તમે ખાતરી રાખજો કે હું કંઇ તહમારો એવો દોર ખમવાની નથી. જાઓ, જોઇએ તો ઘેરમાં આવતા ના. જાંહ સારૂં સારૂં ખાવા પીવાનું મલે તાંહ જજો. હંઈ-

નરનની છોકરીની સુકવી પરશે. ને એક બેહેરૂં માહરા માસા-ના સસરાની કાકીનું જોઇશે. એ બધાંની તીપ મેં ઉતારી રાખીચ ને જો સહવારના પોહરમાં તહમે નથી લેઇ આયા તો તહેમારૂં કીધું તહમે જાને. અધાર દાહરાના નાખી દેતાં નહી તોબી દોહરસો રૂપીઆ થશે તે લાવસ કીઆ માહરા બાપને ઘેરથી ? છ મન તો ખાંનજ જોઇશે; ઘી કંઇ નહી તો ચાર મન જોઇશે; તન મન કોપરેલ લાગશે. ગીએ વરસે તન મન ઘી મંગાવીઉં તે સુવું દસ દાહરામાં થૂઇ રેહયું. વાસતે હવે જરા આંખ ઉંઘારો ને કંઈ લાવીને ઝાંશો કે વગે સગે કરતી થાઉં. કાલને કાલ બે ફરા ઘઉં લાવીને જાંસજો કે ચુંટાવતી વીનાવતી થાઉં. જો વરી કુઉંચ સાફ તસુને, ગીએ વરસની માફક કોઇ રરતીનાં આસુ નુછાવી ના આવતા. સોજા બનસી ઘઉં લાવજો. મજાના ભરેલા, સામરા, ને સુમારા તો એવા કે જાણે ચુંટતાં થારી શોભી રેહે. રાન સુખલી ગોરાની આએ વરસે એવી જાચી થઇચ કે પચાસ રૂપીઆમાં એક અરધી ઓછી લેવા ના કેહેચ. રાનનેં ઘણીબી સમજાવી કે રૂવાનનાં કામમાં સવાબ છે પણ રાન તો પચાસ રૂપીઆનેજ ધરી પકરી બેઠીચ. હા, વરી નવું અફેરગાનીઉં એક જોઇસે. નવાજ માસીના પેસતનજીને તાંહ એવું મજાનું રૂપાનું અફેરગાનીઉં છે કે જાને ચાર ઘરી આપરે જોયાજ કરીએ. ઘમબારમાં મુઓ એક તો નવો ખુ-મચો ઇજાવચો જોઇએ ! સીઆવને વાસતે જો બંગાલી જીની મલમલના ચાર તાકા નથી લાયા તો તહસુને ને મહને પંચાતી થશે. હા, યાદ રાખજો. મુવું ઘેરમાં હાંદી આરસીનું એક બી થોબલું મલે નહી. કેહેથી લાવીને જાંસસો તાહરે. લોકો દોહલાના ઓડદા એવા તો સનગારેચ કે બોલવાની વાત નહી. મુવા ધાતાં ગરીઆંખી ગનપતી ગવલી જેવે દાહરે બેચાર આર-સી હાંદી ઓરવેચ. ગીએ વરસે તહમુને કેહી કેહીને બેજારે

થઇ કે આપરા પેહેલવાનોની આરસીઓ લેઈ આવો પણ તહમુને કેહવું ને પથર પર પાણી રેરકું બરાબર. રૈન કોઇ કોહેલી કુંજરી મદમનો આરસી લીલાઉમાંથી ઉંચકી લાવવાનું તહમુને સુજશે પણ આપરા ફરેસતા જેવા અસો પેહલવાનોનો આરસીઓ લાવતાં તો તહમુને ધધરીને તાપ આવેચ. પેહલવાનોની આરસીઓ હોય તો દોઠલાં આગલથી સેહતાનીઅતખી દુર થાય, પણ તેની તહમુને અકલ કાંહ છે? આજે તો ઘેર ઘેર લોકો પીતૂલની મારી કરાવી રખેચ ને જેને ખોદાએ આપીઉં હોએચ તે તો રૂપાનીબી મારી કરાવીને અસમાં પોતાનાં રૂવાનને ખુશી કરેચ. પણ આપરાં તો રૂવાન બીચારાં કાત ચહરેલી જુની ખખ જેવી મારીમાંજ ગોઠવાયચ જેથી જીવ મુવો ખરીઇઇને ખાખ થઇજાએચ. વરી તમારી આઈ બાઇના દોરા બારવા છૅરીઆં જેવું જંગબારી સુખર ના લાવતા; સોજાં મલબારી સુખરના કપા બે લાવજો કે ચુલામાં મુકીએ ને આખો મોહલો બેહક બેહક થઈ રેહે. કોરીનું સોજું પાનસેર, લોબાન લેતા આવજો નહી તો આદમજી ગીઆ ને ઘવેરા વસાવી આયા તેમ ના કરતા. સોજો જેવો મેવો લેતા આવજો. વરી કોઇ સુઆ નેમા ઘાંધીની દુકાન પર ના ધકેલા ખાતા પણ પગ ભાંજીને જરા લાંબા ચાલીને ભીદીબજાર જજો ને મગોલની દુકાન પરથી લાવજો. માંડનાને દાહરે ચાપત કરવા પરસે, વતલી માચીને દાહરે પાયલીના પોપટજી કરીને લોબાન મુકીઆ વગર કંઇ ચાલસે? અસતો ઘમબારમાં મૌથઇના ખુસચા ભરવા પરસે. ઇદાંને વાસ્તે રોજ ઉઠીને તહમારી પાસે હું કાંહ ભીખ માંગતી ફરસ? તેથી એક હજાર ઇદાંનું માતલું લાવી મુકજો. આયાં ગીઆંને વાસતે દોઠલાંના ઓડદાના ઉંબર આગલ ઓછામાં ઓછી આઠ દશ જોરી નવી સપાત મુકાવવી પરસે તે લેતા આવજો. જો ભુલતા ના. નારોજને દાહરે ઘેરમાંનાં બધાં પેહરી

ઓઢીને ફરસે ને બીચારાં સુન્ના જેવાં રૂવાંનજ બેસીને બરસે કે? બધાંને સારૂં નહી તો આએ છેહલાં વરસમાં તન ચાર રૂવાન થઈ ગીઆં તેને સારૂં તો નવાં કપરાં જોઇશે. બે સુઇસના ગ્રાસ જોઇસે, માહરાં બેહસતન પુઇને તો લાહે ધની ગમતીતી તે એક સેકારની લાહે તેવણુને વાસતે મુકવી પરશે. બેહસતન આસીને તો સીવીઆ ભરીઆ વગર જરા ચાલે નહી વાસતે તેવણુને વાસતે બે એક રૂપીઆનું રેસમ, સોજી જેવી એક કાતર, ને એક મજાનો જેવો સુનાનો ચસમો મુકવો પરસે. "હજુર તો વરાવો છે. તે દાહરે બચારાં રૂવાન પાછાં ફરશે તે કંઈ ખાલી હાથે જવાનાં છે? રૂવાનના રસતા ખરચના પૈસા જોઇસે. લોકો તો તરેહવાર હીરા મોતીનાં ધણુનાં મુકીને હોસાનગર થાય પણ માહરી પાસે તો વાલની વીતીબી નહી મલે કે મુકું, તેથી હું તો બધી વાતે માહરાં મુઆંની આગલ સરમીંદગી છઉં. મોહનાં પર તોબરો સાનો ચહરાવીઓ? હું તહમારા એ બધા ઘોંગ સમજુંચ. જીવતાંને તો ફફરાવો પણ બીચારાં આસાવંત આવેલાં મુઆંનેબી કકલાવસો કે? એમાં કંઈ ખોદાએ રાજી નહી વાસતે હવે જરા સુધ બુધ ઠેકાણે રાખજો.

*** આએ વાએજ પર ભીખાજી ભાખરાએ ઘણો વાંચવા લાએક સેરો માર્યો હતો પણ કાગજ લાંબો વખત પડી રહ્યાથી ઉઢાઈ ખાઇ ગઈ હતી, જેથી ભીખાજી ભાખરાના સઉથી ઉપયોગી સેરાથી આલમ બેનસીબ રેહીછે.





૯.

## પતેતીના ડગલાની સીલાઇ.

ઓ બાપજી માહરા ! આવોરે ! શું તન રૂપીઆ સકલાતના ડગલાની સીલઈ? અરે જાઓ, જાઓ, સાંભરીને માહરી, છાટી. ફાટી જાયચ ફાટી. એવા દીવારીઆ ખરચ માહરાં ઘેરમાં નહી ચાલે. બચરવાલ બાપને એવી મોઘી સીલઇના ડગલા તે કેવા પેહરવાના ? હંઇઆં કેઠી આતા તોલ ઠીકરી જલતી હએ એવી વાત છે ને તહમુને તો તન તન ને પાંચ પાંચ રૂપીઆની સીલઇનાં કેઠા ડગલા ભાવતા દેખું ! કીઆ તહમારા બાપદાદા.ડગલા પાતલુન પેહરીને મરી ગીઆ કે તહમે એવા એવા લાર હંઇઆં કરવા શીખીઆચ ? બચારાઓ હારાજી જેવી ઢીલી ધપક ડગ-લીઓ પર પતરાવરી જેવાં થીગરાંઓ મારતાતા તોબી છુટ-કો થતોતો નહી ને તહમુને એવી કેવી ફીસીઆરી? બીચારાં ઘેરનાં ફુલ જેવાં છોકરાં હરેક બાહણે તવલેચ તેની તો તહમુને ફકર કે ચીંતા મલેજ નહી. બસ રરસે રૂવારો, તહમે તો તરસ તરાક થઇને ફરો. બીચારા હીરા મોતી જેવા બાપ બપાવા તો ઠીગરાં પર ઠીગરૂં મારીને કામ ચલાવતાતા પણ તહમુને તો પંદર પંદર ને વીસ વીસ રૂપીઆના ડગલા જોઇએ, ને આઠ આઠ ને દસ દસ રૂપીઆનાં બુત જોઇએ. તે બીચારાઓ તો આઠ આઠ ને દસ દસ આનાના જોરા પર સુગરાના કરતાતા ને બઇરીઓને બબે હજાર ને તન તન હજારનાં વરસ દાહરે ઘણુનાં ગાઠાં કરતાતાં, દીકરા

દીકરી ધામધુમથી વાજતે ગાજતે પણનાવતાતા, ને મુવાં જીવતાં-ના દાહરા દીસા પર ઉગી છાજી નીકરતાતા. બેહસ બીચારા બાપ બપાવાઓને તે પોહરા પાએજાના લેંધા પર સુગગના કરતાતા ને એક અલેચાની ઇજાર કીધી હોએ તે પર બબે વરસ કાહરતાતા ને સલીએ સલી ધસઇ પીસઈ જાએ તાંહ વેર પેહરતાતા. આજે તો તમુને કફ ને કાલરનાં મોગી મોગી સીલઇનાં બદીઆનો વગર ચાલતું નથી પણ તે લોકો બીચારાઓ તો કકરતી થંડી ને સા-રમારના વરસાદ વગર બદીઆન શું તે જાણતાતા બી નહી. ચાર પાંચ સીવારીઆં હોએ તો તે પર ચાર પાંચ વરસ નીકર-તાંતાં. જો કદાચ એકુ સખલાતનું બદીઆન સીવારીઉં હોએ તો પેહરી દન પેહરી ચાલતુંતું. તહમારી પાશ તો ખાવાની ખા-ખ નહી મલે, પણ સહવારનું પોહર પરે કે કર કર કરતો દગ-લો પાતલુન પેહરી મનથી જાને કેવા નવલશાહ નવલાખી હોય તેમ બાહર નીકરે પણ એટલી ફાદાફુદી છતાં કોઇ મુવું જીવતું કુતરુંબી તહમારાં મોહના પર નજર નહી કરે. પણ તે બીચા-રાઓ મેલા ઘેલા ઉતા તોબી હાકમ હોકમમાં ખપતાતા. તહમે રરોચ કમાઓચ તે મુવા દરજી ધોબીનાં પેત ભરવાજ પણ તે બીચારાઓ તો ફરંગી દરજી શું તે જાણતાતાજ નહી. તે વખત એવા સારા ઉતા કે શોએ એક ફરંગી દરજી મલવો મુ-શકેલ પરતોતો, પણ આજે તો મુવાઓ કીરીની માફક કકરી ધકરી જાએચ. આજના માતીડાઓ તો પોતાની વાત પરતી મુકીને બઇરાં છોકરાંઓને પેહરાવવા ઓધાવવા મગન મગન ને તે લોકો પર પૈસા ખરચવા ખુશી ખુશી. પપેતી જેવો સપરસો દાહરો આયોચ તેથી છોકરીઓનાં બદીઆનને વાસતે રાત દાહરો હું વીચાર કરૂંચ. આજે તો લોકો કારી કારી ભીસતન જેવી છોકરીઓને ચાલીસ ચાલીસ ને પચાસ પચાસ રૂપીઆની સીલઇનાં બદીઆન પેહરાવીને દીપાવી મુકેચ. તે રાંદો રૂપે નહી પણ કપરાંએ ઉંચકઇ

જાએચ; પણ માહરી મોધરાં જેવી છોકરીઓએ તો ઘણું ઘણું તો પંદર કે વીસ રૂપીઆથી વધારે સીલઇનાં બદીઆમ કોઈ દાહરે પેહરીઆં નથી. ઉઠતાં બેસતાં માહરી છાટીમાં ફ્કર પરેચ કે એવી સાદી સાડીઓ ફ્રશે તો એ લોકોનો ઉથાવ શી રીતે થશે.' માહરી છોકરીઓ કાલેજ બગપો કરીને ને આંખ પાની લાવીને કેહતીતી કે લીમજીભઈ લંગગની દીનીએ પપેતીને સારૂ સુરતથી રૂપેરી બાદલાનો પોલકો ભરાવી મંગાવોઓ ને તેને હંઇ મદમની નો ડુકાને સીવારીઓ. છાતી પર ને બોહે પર માર કીરીમ રંગની મખમલની તો રીબીન મુકાવો ને બે રૂપીએ વારની તો કેવી સરસ જીની ફ્રતી લેસ મુકાવી. પોલકો તો એવો થયો કે જાણે જાણે પરીઆંનો પોશાક! તે જોઇને મહને તહેમારી પર એવી તો ચીર લાગી કે તહમે જો આગલ હોતે તો તહમુને વરગીને મારતે. હવે તે પપેતીને દાહરે પેહરીને બાહર નીકરસે તાહરે જોઇને માહરા દોરા બરાપાએ બરીને ખાખ થશે. જો માહરી પાસે પૈસા ફાજલ બરેલા હોય તો આએ ઘરીએ માહરી છોકરીઓને વાસતે કરાઉં તેવા, ને પેહરાવીને બાહર ફ્રવા મોંકલું તો બાહરવને ભલા ધનેતરને તાંહનું માગું આવે. પન તહમારા જેવા અભાગીઆને બસ પરી તે તેમ થાય કાંહથી?

*** ભીખાજી ભાખરા બીચારા આએ વાએજ ઉપર એટલોજ સેરો કરવાની હીમત કરેછે કે ડગલો લાંબો વખત સુધી, તકે તેટલા વાસતે તેને અરધું રૂમસતર મુકાવ્યુંતું તેનો દોહડ રૂપ્યો થયો હતો અને ખરી સીલાઈ તો ફ્કત દોહડજ રૂપ્યો આપ્યો હતો.



૧૦.

## ભીખાજી ભાખરા ગાયન કલબના મેમબર થયા.

શું તહમે રાતે બાર બાર ને એક એક વાગે આવો ને તહમુને કોઇ કેહે મુકે નહી! જાઓ; જાઓ. એવી વાત માહરી આગલ ના લાવતા. હું તો કેહવાની ને ફર કેહવાની. એમ ચટકો લાગેચ તાહરે તો સુગા સુગા વખત થાય ને વેહલા ઘેરે બારે આવીએ. બચાં છોકરાંના બાપને એમ રાત બધી ભટકવાનું શોભે નઇ. કલબ શું બરીચ? કોણ મુઆઓએ વરી એવા ધેંગ કાહરીઆચ માતીડાઓને બગારવાના? તહમે જો એવા ધંધા સાંડીઆચ તો હું ઘેર બાર મુકી દેઇને છોકરાંઓને લેઇને કેઠી ચાલી જવસ. હા, તે તહમે ખુબ ધીઆનમાં રાખજો. પછી કેહસે કે મહને કેહયું નહી. રાતે બાર બાર ને એકેક વાગા વેર બચાં છોકરાંના બાપને કલબ તે કેવી? શું? જલસામાં ગીઆતા? મરેરે! આએ પાક બેહાઈ જોઇ કે? માફ નકતે નાખે કેહેચ કે જલસામાં ગીઓતો. જલસો ફલસો હું કંઈ સમજતી નથી. જલસો શું સુવોચ? તહમારા જલસાને શું કેહું ને તહમુને સાથે! મુવા દોસદારો મલે નહી તો માહરો માતીડો બગરીને ધુર થાય નહી. કોન જાણે તે લોકોની આઈ બાઇઓ કેવા એક સાથે હાથ દેઇને મુવાઓને નામે રરતી હોસે? જોયું તું તે દાહરે કે? પાસેના ઓગરીજી સેજ લગનમાં ગીઆ ને તાંહથી રાતે અગીઆર

જાગે આયા તો ઝારીઆબઇએ ધરીની વચમાં તેવણુંને પાણી કરતાં પાતરાં કરી નાખીઆ ને આતીડા સનીંખ મેલવીઆં ! તહમારોબી એમ ઝારીઓ કાહરીઆ વગર તહમે ઠેકાને આવવાના નથી. હું જાનુંચ હવે તહમુને કેમ ઠેકાણે લાવવા તે. હું તુહમુને આજથી સાફ કેહી મુકુંચ કે જો હવે તહમે કલબ બલબનું બાહનું કાહરીને મોરી રાતે આયાચ તો હું બાનનાંને સાંકર દેઇને સુઇ જવસ ને તહમુને ઓટલા પર સુવું પરસે. વાસતે હવે ચેતેલા રેહજો નહી તો આખા મોહલા વચે ફજેતી થશે. તહમુને કોણ બહાર લેઈ જાએચ તે હું સારી પખે જાનુંચ. તહમે એમ ના જાનતા કે તહમારી બઇરીને કસી વાતની ખબર નથી. હું ઘેરમાં બેઠી બેઠી આખી દુનીઆની ખબર રાખુંચ, ને તહમે કાંહ કાંહ પગ પખોરી આવોચ તે બધું મહને માલમ છે, પન ગરે ગાંઠ ને મોહને ડુચો દઇને ફરૂંચ. ઘેરમાં સુના જેવી બઇરી ને ગોલાબ જેવાં છોકરાંને મુકીને કલબમાં તે કેવાં ગગરવાનાં ? હું જાનુંચ તહમારી કલબ શું છે તે ને તહમે કનબમાં શું કરોચ તે. જાહરે ઘેરમાં બઇરીના દેખતાં જેમ ગમે તેમ દારૂ પીવાતો નથી તાહરે તાંહ જઇને તહમે પોતાના જીવનો શોખ પુરો પારોચ. પન યાદ રાખજો યાદ કે એમાં સુના જેવાં લોકો ખુહાર થઈ ગીઆંચ. વરી દારૂની સાથે જુગાર ! પન કોઈ દાહરે પકરાઓ ધગસો તો લોકોને નાખ દેખારવું ભારી પરસે. પેલા મેહતાનાં મોટીબઇના વર ભુટખાનામાં જાએચ તેનો બીચારી મોટીબઈ રાત ને દાહરો હાએ ને અફસોસ કરેચ. હું તો જાનતીતી કે માહરો માતીડો ગમે એવો છે તોબી ભુટખાનુ સું ને બુટખાનુ સું તે નથી, જાનતો તેટલું માહરા જીવને સુખ છે. પણ માહરાં રાનનાં નસીબમાં સુખજ નથી. કલબમાં જવાનું લુચ્ચા લફંગા હોય તેનું કામ. સારૂં આદમી કલબ શું ને બલબ શું તે

કદીબી જાને નહીં. જે સુવાઓ થેલીઆની કાની અરધા ઘડ-દા થાય તાંહેં સુધી અધરાયા બ્પનીઆ વગરના પરી રેહે તે સુવા-ઓને એવા ઘોંગ છાજે. જે સુવાઓને જુગાર રમવાનો લખ હોય તે લોકો કલબમાં જાએ. કલબ તો એક પીઠું જેવું પીઠું! એક જુગારખાના જેવું જુગારખાનું! કોન પેતબરીનાએ તહમુને તાંહ લઇ જઇને ફસાવીઆ? કેહાની મહને, તે સુઆને માહરી આગલ લાવોની, ગરચીમાંથી પકરીને સુઆને ઉડારી નાખું. કલબમાં પૈસાનો કેમ ધુર ધુમારો થાએચ તેનો કંઇ તહમારા જેવા મુરખ આદમીને વીચાર છે કે વીચાર છેજ નહી? નહી મલે માહરાં આંગ પર લુગરૂં કપરૂં કે નહી મલે માહરી બીચારી ફુલ જેવી દીકરીઓનાં આંગ પર. ખરચ-ની બાબદમાં ઘેરમાં એટલી એટલી વેહલા પરેચ ને તહમે કલબે કલબ નાચતા ફરોચ! લેઆનત હોજો એવા માતીડા પર! ને જલજો એવા માતીડાની રાન બઇરીનું જીવતર! અરે ખોદાએ! મોહૃત આપે તો આએ માતીડાના જુલમમાંથી છુટું! હવે તો ખમતાં ખમતાં માહરાં સીનાં ગરી જાએચ, પન એ માતીડો સુધરતો નહી.

*** આએ વાએજ પર ભીખાજી ભાખરા ફકત એટલો-જ મેરો મારેછે કે આપરે તો મુગા મુગા કોર વારીને ઉંઘાઇ ગીઆ કે જેથી સેહતાન દાબો થાય.

---



૧૧.

## રાંધવાના ચોખા થઇ રેહયા.

મરૂર ! આએ અરધો ફ્રો ચોખા લાયા તેને શું નાખ-માં ઘાલીને મુશું કે ? તહમુને મેં કેહીને નહી મોકલીઆતા કે ચોખાનો ભાવ હમના સસતો છે તેથી એક ખાંડી લાવજો ઘેરમાં ભરી મુકાસે ? પન તહમે તો બઇરીનું રાનનું સીનુંજ ગેરવવા બેઠાચ તે તહમે કંઇ બઇરીનું કેહયું કોઇ દાહરે કરૂ કે ? માહરે જગે જો કોઇ રાન બીજી આવી હોત કેની તો તહમુને સારી પખે પેત ભરીને સીનાં ગેરવવાનો' સવાદ ચખા-રતે. રાન મોહતી દરીઆ જેવી બનની. તહમારીમાએ 'આસીને ખી અંદર ઉતારી હોય તો માલમ નહી પરે એવી, તેમાં ભરવા ઘસ દેઇને અરધો ફ્રો ચોખા લેઇ આયા ? ઉખરા જેવા જંઇને અરધો ફ્રો ચોખા લેઇ આવતાં તહમુને કંઈ શરમ નહી આવી ? વરી પાછા આઠ દસ દાહરામાં ચોખા થઇ રેહે ને રાન હુંની' હુંજ ઘેરઘેર ચોખાને વાસતે ભીખ માંગતી ફ્રરૂં ને તહમારા ફાલાવાલા કરતી ફ્રરૂં ને તહમે અવલજી જેવા બારો ફ્રારે ભોને બેસીને જમીઆ કરો ! વાહ ! એબી રીત સારી !

તાહરે ઘેર જેવું ઘેર થયું ને તેમાં કંઇ માલ મસાલો તો ભરી રાખવાની વાતજ નહી કે ? લોકોનાં ઘેરમાં કેવા વરસ બબે વરસના માલ મસાલા ભરી રાખેચ ? ચોખા ને દારથી તે

છેક ધાણાં. જીરૂં, ને મીઠું મજાલ વરસ દાહરાનું આગલથી ભરી રાખેચ. તેથી જીવને કેટલો કરાર થાયચ ને તેમાં ખરખત કેટલી આવેચ? પણ તહમુને એ ફાયદો સમજવાની અકલ કાંહ છે? જેમ જેમ હું મુગી બેસુંચ તેમ તેમ તહમુને ફાવતું પાએચ. તહમુને કોઇ રાન જુવાક જેવી બઇરી મલી હોતે કે-ની તાહરે તહમે ઠેકાને આવતે. એ તો હું ગરીબ ગાય જેવી મલીચ તેથી તહમે બધા માહરી ઉપર જુલમ કરોચ. પન મા-હરા બોલને યાદ રાખજો, છેરે ગાંઠ વારી રાખજો, કે હું એક ગ-મ જવસ ને બીજી ગમ તહમે મને યાદ કરશો.

સોકું જે હમનાં ચોખા સસતા છે તેથી ખાંડી બે ખાંડી લીવશે તો ભરી રાખશ; પન કોન જાને આએ માતીડાને શું કુમખખતી લાગીચ તે ઘેર સંસારની વાતમાં કંઇ ધક ધીઆન મલેચ નહી. કલબો ને ભુતખાનાઓમાં જવા કહ્યું હોય તો ખાવાબી મેહી માગે. લોકોની જુવાન જમાન બઇરીઓ સાથે બેસીને ખીખી ખાખા કરવાનું કેવું દયાન આવેચ?

ઘેરબારને વાસતે બે બોલ શીખામનના કેહુંચ તાહરે ઉંધરેતો કેવો આવેચ? આખો દાહરો આભીસને મસે કોન જાને કાંહ જઇને ભરાએચ તે છેક રાતે જમવાની વખતે આવીને ઉભા રેહેચ! હુંબી હવે તહમુને ઓરખી ચુકીચ. દરેક વાતમાં માહરૂં પાકી-નેં પરૂં થઇ જાએચ. પેહરવાની, ઓઢવાની, ખાવાની, પીવાની દરેક બાબતમાં માહરી પર એવી વેહલા પરેચ કે માહરો બો-દાએ જાનેચ. માહરી પર ગમે એટલું પરેચ તોબી હું દમ બખમ કરીને ફરીઆ કરૂંચ, જાહરે અંત થાએચ તાહરેજ હું બોલી નહી બોલી કરીને અખારા કરી જાઉંચ. લોકોની બઇ-રીઓ તો ધરીનો વચમાં માતીડાનો એવો ઝારીઓ કાહરી નાખે-ચ કે આપરે જોયાચ કરીએ. પન માહરી પાસે તેવી વાત ન-

થી. હું તો ખમાયે તાંહ સુધી ગરે ગાંઠ ને મોહને ડુચો રાખી-ને ફ્રીઆ કરૂંચ. પન તેથી તો તહમે આટલી મક્કરકુંદી કરોચ.

માહરી માફ્ક ઘેર ચાલાવસો તાહરેજ તહમુને ખબર પર-શે કે હું કેવી ભલી છઉં. રાન કોઇ બીજી જેવી બઇરી હોએ તો બરનને નીકરીને રસતા વચે ફ્જેતી કરે. એ તો દુઆ માંગો કે માહરા જેવી ભોલી ને ભલી બઇરી મલીચ.

શું બોલ્યા ? " રાત પરી મુગી રેહે !" અરે મુગી શું રે-હે ? હું તો બોલવાની ને ફ્રર બોલવાની. હું કંઈ હવે મુગી બેસવાની નથી. મુગી બેસતાં તો જનમ ગીઓ, ને મુગી બેઠી તેથી તો આટલી બધી હારમાર થાઉંચ. એ તો રાઇનો પાર રાતે વહી ગીઆ. હવે કંઇ મુગી બુગી હું બેસું નહી. એ તો જાવોની કે બીજી બઇરીઓની માફ્ક માહરી પાસે કીટકીટ કર-વાની ચાલ નથી. જોયું કે તે દાહરે પાસેનાં ટીચકાંબઇએ વ-ર પાસે મટોરાંની સધરી બજારમાંથી મંગાવી ને તેજણ બચા-રા લાવતાં ભુલી ગીઆ તો કંઈ જાને જાને વરની પર આસમા-ન તોરી પારીઆં. ને તે વરી બે દોહરીઆની સુઇ કોડપની સધરીને વાસતે ! જેમ તહમે માહરૂં ગેરવોચ તેમ જો તહમારૂં હું ગેરવતે કેની તો કોન જાણે કેહારના તહમારા બાલ પાકી ગીઆ હોતે ને તહને કમરમાંથી વાંકા વરી ગીઆ હોતે. પન એ તો હું તહમારી પર જાન પરાન કાહરી આપુંચ તેથી તહમે એવા ને એવા રેહ્યાચ. પન પેલા કેહેચ તેમ રાન દયાની મા-એને દાકન ખાય. ચોખા તહમુને કેહ્યાતા કેટલાને તહમે—

" * ભીખાજી ભાખરા હ્યાં સોગન લેઇને શેરો મારેછે, કે બેહસ્તન હોમલીબાઇનું આએ ભાશાન વધારે લાંબું હતું પણ મીઠી ને ગોલાબી ઉંઘમાં હું પડવાથી તેનો રીપોર્ત આટલો-જ આપી શકયોછું.



૧૨.

## ભીખાજી બાખરા ન્યુસપેપર વાંચવા બેઠા તેવામાં બુચો રડયો.

'અરેરે, ભીખાજી! તહમારૂં તો એ કોટક રેહીજ ગીઉં! બીચારૂં ગાય ગોલાબ જેવું છોકરૂં રરેચ ને તહમે તો જીભરૂં ઇજીચેર પર લાંબા તાંટીઆ કરીને માય મરે કેહું નુસપેપર વાંચવા બેઠાય! જરા પથ્થરની છાતીનો શખસ હોએ તેને બી દયા આવે પણ તહમારાં દીલમાંથી તો દયા જાણે સુકઇજ ગેઇચ! માહરો પોરીઓ તાહરનો મદઈ મઅઇ બપઇનો જીવ ઝીકાતી નાખેચ લે તહમે બાવા જેવા બાવા થઇને જાને દીકરો ઉભો ઉભો ગીત ગાતો હોય તેમ જરા હીલતા કે ચાલતા નથી. માહરૂં તો આંવાં ખેન કોટક જોતાં જોતાં એવું તો ઉભઈ આયુંચ કે નહી જોવસ કુવો કે નહી જોવસ તલાવ. મરે! એવા માટી વગર કોણુનો જીવ રરતોતો? બઇરીની ને કાચી કુમારી છોકરીઓની કહર નહી તો નહી પન કુમરાં બચાંનીબી કહર નહી? નુસપેપરનો લખતો સુવો મર સંધાસમાં જાય! મુઆની આઇબાઇનું પેટ બરે! મુઆનાં જન ફરજન મરે! તે તે ભસતેગીઓ છાપી નહી મરતા હોય તો સુઆ માતીડાઓનાં ભેજાં ચરી નહી જાય. બસ ઘેરમાં આયા કે લાવ લાવ નુસપેપર લાવ. શું થયું? કંઈ ગામમાં બીજાબી માતીડા છે કે તહમેજ છેઓ? સુખલીબઇના

વર આદરજી સો રૂપીઆનો પગાર કમાએચ તોબી સાંજે ઘેર આવીને બઇરી રોતલી કરતી હોએચ તો રોટલી ચેરવવા બેસેચ, નહી તો કે છોકરાંને બેઠા બેઠા ઇજ તાશેચ, ને ઝોરીએ ગીત ગાએચ.

લેઓની પેલા તહમારાજ દોસદાર નાનાભઇ નવરા. તેવન કેવા આભીસમાંથી આવતાંને વાર રાહનામાં જઇ બઇરીને પુછેચ કે કંઈ કામ છે. ને કંઈ કામ નહી હોયચ તો બાહરવનને વાસતે આદુ લસનનો મસાલો છુંડી મુકેચ. બજારથી તરકારી લાયા હોએચ તો તરકારી ને માછલી લાયા હોએચ તો માછલી સમારીને કાપી આપેચ. એ તે માતીડા! માતીડા તો જાને એવા જોઇએ કે બઇરીના હાથમાંથી કામ ઉપારી લેય. રાન બઇરી તે કાંહ સુધી પુરી પરયા કરે?

ઝુવાકબઇના અદગરાજી તો ઘેરનો કચરો મજાલ વારેચ, ને તેબી પાછલી રાતે છેક ચાર વાગે ઉઠીને! બઇરી તો હજુર ઘોલીઆ પર ઘોતાયલી હોય તેટલાં તો વારી, ગુરી, ચોક ઝાંદન કરી, વસીદા હાંદા કરસીઆ ઉજારી સાફ કરીને બીચારા ચાહેનું પાણી ચુલે મુકેચ ને ચાહે રેરીઆ પછી છેક ઝુવાકબઇ ઉઠેચ. તેવણ કંઈ તહમારી માફક લાંબા તાંટીઆ કરીને નુસપેપર વાંચવા બેસીને રાન બઇરીનું દુસમનનું પાકવીને પલેથર નથી કરતા.

બેહસ બીચારા ઓગરજી બુઠાને! તે તેવણ બીચારા ઘેરમાં દરાન દમસેત વટીક કરતાતા. બાજ રોજગાર પર તો તરેહવાર મીઠઇઓ એવી તો કરે કે જાણે આપરે જોયાજ કરીએ. વરી ટોથલાંમાં આખા આખા દાહરા ચોખે વગે રેહીને બધાં મલબનું કામ એખલે હાથે કરતાતા.

જાઓ, જાઓ, એવી સોખઇ ના માંડો. હવેથી ઘેરમાંનું કામકાજ મુકીને નુસપેપરનું ચીથરૂં હાથમાં ધરીઉંચ તો ત-

હુસાર્ કીધું તહમે જાણે. એવાં મુઆં નુસપેપરથીજ સાતીડા-ઓ બગરૈચ તો. મુઆ પસ્તારતા તે કરે શું ? તરેહવાર લોકોની એબ ને ગીબત છાપતા ફરે ને તહમારા જેવા બેવકુફો તે મુ-વાઓનાં ગજવાં ભરે. ગરીબ ઘેરમાં એવા નુસપેપર વાંચવા-ના તે કેવા લાર ? કીઆ તહમારા ને માહરા બાપદાદા બીચારા નુસપેપર વાંચીને વાજ વરી ગીઆતા ? તે બીચારા બી રરતા કેમાતાતા કે કંઇ તહમેજ આજે હોવઇ નવઇના રરોચ કમાઓચ ? જાઓ, જાઓ, બાપદાદાને પગલે ચાલો કે સુખી પશો. એ નુસપેપર વાંચવાનાં ઘેલાં સુગા સુગા છોરી દેઓ. તહમુને જોઇને માહરી છોકરીઓ એ એન કોટક કરવાનાં શીખસે તો પછી હું કાંહ મરસ ? જોતા નહી કે લોકોની છોકરીઓ રાંડો નુસપે-પર વાંચીને કેવી નીકરી જાએચ તે ? મુવા અંગરેજો નુસપેપર વાં-ચેચ તેથી તહસેબી તેની સુજે તનાઓચ કે ? તે મુવાઓ કાલ ઉઠીને કંઈ માહરાં સનમાં છે તેબી ખાશે તેથી તહમે બી ખાશો કે ? શું "એમાં દુન્યાની ખબર આવેચ" ? દુન્યાની ખબર સાથ તહમુને શું લાગેચ વરગેચ ? તહમે કીઆ લાખે બેસોચ ને કરોડે ઉઠોચ કે તહમુને દુન્યાની ખબર જાનવીજ જોઇએ ? ઘેર્માં રાન બઇરી કંઈ કંઈ કરીને જેમ તેમ વખત ગુજારેચ ને ધણીને તો બધી દુન્યાની ખબર જાણવાના અભખરા આવેચ ! એવા ને એવા વીચારમાં મગજ બગજ ખસી જસે કેની તો કોઇ દોહરીઆંના ચણા વટીક નહી પુછસે. લાવોની, એ મુવો કોન નુસપેપર છાપેચ ? મુવાનાં છાપખાનામાં જઇને મુવાની ધુર કાહરી આઉં. મુવાનાં ઘેરમાં કોન જાને શું શું એબના ગોરા વરતા હોસે ને મુવો નુસપેપર છાપવા નીકર્યોચ ! હવેથી હું સાફ કેહુંચ કે તહમે જો કંઈ ઘેરમાં નુસપેપર બુસપેપર મં-ગાવીઉંચ તો વાત વધી જસે ને ચાર લોક તમાસો જોસે, વાસતે હું તહમુને કેઉંચ સાફ.

* * ભીખાજી ભાખરા આએ જગે સેરો મારે છે કે આએ વાએજ ઉપર હું કાંઈબી બોલવાના કરતાં શાહેરી બેહસ્તનની આએ વાએજ ન્યુસપેપરવાલાઓને અરપણ કરૂં છું.





૧૩.

## ભીખાજી ભાખરાને થયલા સરકસ પર હોમલીબાઇનો ગયલો સીજાજ.

એ ખોદા! તોબા! તોબા! માહરૂં તો રાનનું માથું ભેજું ચરી આયું. કોણ જાણે બાહર શું શું કારૂં ધોઉં કરીને આવીને બઇરીના જીવ પર આએ શા જુલમ! જરા ઉંધાવાનો બી કરાર નહી? છીં-છીં-છીં કરીને ઉંઘ લેયચ તો લેયચ પણ સુઆ ઓડદ્દાબી બધો નીતે ભરી નાખીઓચ. સહવારે ઘેરમાં હરાન ભાજ છે ને હું ઓડદો ધોવારતી ધોવારતી મરવા પરસ. પણ ધોવારૂંબી કોણની પાસે? ઘેરાના જનીઆ રાવજીથી તો અપર ચહરાવાનું નથી. લેજો હાથમાં ખુતારો, ને બરી ગજજરના ઓડદો ધોઇને દીવાની જોત જેવો મહને કરી આપજો. હા, હવે તો એમજ. શું થયું? માતીડા થયા તેથી શું ઘેર બાર સાફ નહી કરશે કે? સુંઇ બઇરીજ બધું કરીઆ કરે કે? એ કીઆ ખદાએને ઘેરનો ઇનસાફ? "છીંક આવે તેમાં હું શું કરૂં!" જાઓ, જાઓ, જરા બોલતાં શરમાઓ. "હું શું કરૂં!" સાંજે પાંચ વાગામાં ઘેર આવ્યે ને આભીસને મસે બાહર થંડી થારમાં ભટકયા નહી કર્યે. મારાથી કંઇ એવા ધોંગ ધતુરા ખમાય નહી. શું મને દુશમનને તહમે મારી બારી નાખવા બેઠાચ કે? કંઇ અચર ગચર ચગરીએ નહીની કે છીંકીએ નહી ને

બીજાનાં જીવ પર દુખ કર્યે, નાહી. તહમારે જગે કોઈ લખશાપતી વર હોય તો તેનોબી એવો જુલમ ખમું નહીંતો તહમારે શું ખમવાની ઉતી ?

. ચાલો હવે કોહલાંવાતર મુવું જોયું તો તેનોજ નીકાલ લાવો કે પીરા પતી. ને રાત અવારે મહને જોઈએ તાહરે હું બાઇ આપો, ભઇ આપો કરતી ફરૂં ને સઉ આગલ ભીખારડીની માફક હાથ ઓરતી ફરૂં. તહમે તો સોખ છેઓ. તહમારાં મોહનાં પર નાખં કાંહ છે ? ખુપરો છે. પણ મહને તો ધુરની કરચ બી કોઇ પાસ માંગવી પરેચ તો માહરો દમ નીકરી જાએચ. તે દાહરે એક પુરવાનો ચુનો થઈ રેહયોતો તે માપરનાં વેઆજબઈ પાસે મંગાવીઓ, પણ તહમે માનો, માહરૂં તો મોહતજ થઇ ગીઉં. ગીએ હોરમજરોજે ગેહસ્તી માહરા બાવાના કાકાની દીકરીની માસીસાસુનો કેઠો રોજ ઉતો ને અંધીઆરૂ તો અફ્રીગાન કરવા માથે આવીને ઉભો રેહયો ને બનાણુંમાંથી સુકર કાહરવા જાઉંચ તો કેહું સુકર થઇ રહેલું. હવે દોરાદેરરમાં કાંહ લેવા જાઉં ? પછી યાદ આવી ગેઈ તે સાંબેનાં સુનાબઇની પાસથી થોરૂં મંગાવીઉં, પણ ખોદાએના બંદા હોવો તો માનજો કે મુઈ શરમ તો એવી લાગી કે ધાંટીએ પરાન આયો. તે દાહરે આટો થઈ રેહયોતો તે બસેર આતો પેહલે મારેનાં મખબઇજી પાસે મંગાવીઓ, પણ લાજ તો એવી લાગી કે જાને નહી ઉતી. ગીએ ગમરોજે માહરા મામાનાં બચુબઈ માથા પર આવોને ઉભાં કે નહી બસ ચાલ તે ચાલ. લગનની વારેવાર જેવે દાહરે મુવું ના બી કેહવાની શેરમ લાગી. સુવો સાજો પોલકોબી નહી કે પ્રાસે સારીનું એક સોજું ચીથરૂંબી નહી; પછી જેમ તેમ કરીને દાવરનાં દીનબઇ પાસેથી એક પોલકો, એક સારી, ને થોરૂં ઘણું મંગાવીઉ તાહરે

માહરી લાજ ને આખરૂ રેહી. પન ખોદા હાજર ને નાજર, અંગાવતી વેખતેં માહરે બકદ્દે પાની ઉતરીઉં. હવે તહમે જેટલું કોહલાંવાતર જોયું એટલું પુરૂં કરો ને વરી કોહલાંવાતરને વાસતે હું ભીખ માંગતી ફરૂં! એખી ઠીક ધંધો.

બઇરી રાન લાકરાં લોહરાંની આવીચ કેની તે કાલે રાતે સુવા થાંસાએ ઉજાગરો કરાવીઓ, ને આજે રાતે તહમે ઉજાગરો કરાવો. જાહરે હું પટકઇને પરસ તાહરે તો તહમે બધાં આંધાં પાછાં થઇ જશો ને ઝાંખીને જોશો બી નહી, પન હમનાં માહરા જીવની પર થાએ એટલો જુલમ કરી લેવો. કંઇ ફકર નહી. તહમારી સાથ પંચાતી કરવામાં શોભા નહી. તહમારી સાથે તો જેનું કુતરાનું ભેજું હોએ તેજ પંચાતી કરે. વાસતે જો પાથલી રાતના ઉઠીને ઓડદો ધોઈ ધાઇને સાફ દીવાની જોત જેવો નથી કરી મુકયો તો પછી તહમે જોઇ લેજો. એક ગમ વરી હું બી છઉં.

*** ભીખાજી ભાખરા બીચારા દ્યાં કબુલ કરવાની અગત સમજેછે કે તેવણે સેતાન દાભો કરવાને માટે મુગાં મુગા પાછલી રાતે ચાર વાગે ઉઠીને લેંઘો કછાટી, હાથમાં બુતારો લેઈ, આખો ઓરડો ધોયો ને પછી કપડાંએ નુછી કાહડયો.





૧૪.

## ભીખાજી ભાખરા તાપે પરીઆ.

હા, હું રોજ કેતીતી કે રાતે દશ દશને અગીઆર વાગે આવોચ તે એકુ દાહરે ખઇરીના જીવ પર આવીને પરશો ને તેમજ થયું. હવે કોન તહમારી વેઠ કરે ? માહરી જાને બલ્ય. હું કંઇ વેઠ બેઠ કરવાની નથી. કાંજી કાંહથી ચુલામાંથી લાઉં ? કાંજી બાંજી કંઈ છે નહી. જોતા નથી કે ચુલા પર ખીચરીની દાર ઓરીચ તે ? આજારી પરીઆ તેથી કોઇની પર પારં બાર કીધોચ કે ? મુગા મુગા ઓધીને પરી રેહો. શું ? "બપોરે તહમારે વાસતે શું કીધુંચ ?" વરી શું કરે ? જે ઘેરમાં ખીચરી પાતીઓ રાંધીઆ હોય તે ખાઇને પાણી પીજો. માહરાથી કંઇ એવા અછાગ પછારા ખવાય નહી. સેરવો કાંહથી લાઉં ? કેહો તો માહરાં દીલ પરનું ગોમ કાહરીને તેનો સેરવો કરૂં. તરેહવાર ખાવાના થયા તાહરે મોહને મોહન ઘોંગ કરીને સીક પરીઆચ તે હું બધું જાનુચ. પેલા કેહે તેમ દાંતને દુખ ને જીવને અસુખ. બધી ચંદીની મોસમ એમની એમ જતી રેહી તોબી મોહનાં પગ સુવાપાકની જરા કરચ મેલીં નથી કે નથી મેથી ખાધી, ને તહમુને કાંજી ને સેરવા ભાવી આવેચ ? માકાકાનાં હમબઇજીએ તે દાહરે પુછાવીઉં કે દુંબાનાં દીનબઇએ દશ શેરનો સુવાપાક ને પાંચ શેર મેઠી કરાવીચ તે તહમે કેહો તો તહમારે વાસતેબી કરતી આઉં. જીવ તો એવો

થયો કે બોલીઆની વાત નહી, પણ મોહનેમાન કેહવારીઉં કે નહીરે મરૂં'મેં" તો તે દાહરજો કરાવીઓ.

સરેરે પન કાંહ ઓકોચ? આંખ ફુટી ગેઇચ કે? દેખાતું નહી કે બધી ચાદર ખરાબ કીધી તે? કોણ જાને રાતે શું અચર ગચર જોભરી આયા હોશે ને વરી ઉપરથી જે ગમે તે ધીચીઓ હોશે, ને ઘેરમાં આવીને રાન બઇરીના જીવ પર તરેહવાર દુખ કરેચ. એરે સમજાવીયું, પેરે સમજાવીયું, પણ નહી. જઈ જઇને કોણ જાને કાંહ ગગરેચ ને શું કારાં ઘોરાં કરેચ તેની કંઈ મહને સમજન પરતી નથી. હવે આએ બધી ચાદર, ને ગોદરૂં, ને તકીઓ ઓકે લપેટી નાખીઓ તે કોન હજ્રનાં કેહું તે તહસારો આવીને ધોશે? શું? "હું બોલું નહી! તહસારો જીવ ફરેચ!" હં, હોવે. જીવ નહી કાંય ફરે? જાહરે બી હું બોલુંચ તાહરે તહમારો જીવ ફરેચ. તે હું કાંહ નથી જાણતી? તહમુને કંઇ આજ કાલની નથી ઓરખતી. તહમુને વેઠતાં વેઠતાં માહરો બધો જનમ ગીઓ ને હવે કારા જઇને ઘોરા આયા. "દાકતરને તેરવા મોકલ!" કાંહથી? ચુલામાંથી તેરવા મોકલું? પાસે છે શું કે સુવા દાકતરને ઝાંસશો? સું? "કબતમાં લેંઘાનાં પરમાં વીસ રૂપીઆની નોત સુકેલી છે તે વતાઉં?" વાહ, સાબાસ! હું રાન ઘેરમાં અરધી અરધી ને દુકાની દુકાનીની લાન કરતી ફરૂં ને તહમે લેધાનાં પરમાં ને સદરાનાં પરમાં નોતો સાંતતા ફરો! મહને નહી ખબર કે તહસે પાસે પૈસા રાખીને રાન તહમારી આઇ બાઇનાં સીના ગેરવોચ. વારૂં, હવે તમે જોજો તો ખરા કે તહમારી હું શું વલે કરૂંચ. હું બી તો ખરી કે ચોખાદારવાલાના, બતાસાવાલાના, ધોબીના. મોચીના. લાકરાંવાલાના બધાના રૂપીઆ ચહેરાવીને સુવાઓને તાહમારી આગલ ઉભા કરૂં. પછી જોઇએ તહસે લેધાનાં પરમાં કેમ નોત સાંતાચ. જાઓ, હું કંઇ દાકતર બાકતરને બોલાવતી નથી. તે સુવો ઉભો

ઉભો આવી જઈ, મોહને મોહન કંઈ ચીતરી આપીને ભમતે ગીઓ નકામા રૂપીઆ લઇ જશે. એ રૂપીઆમાં તેઃ ચાર દાહ્ડ-ગ બજાર આવશે, ને બચ્ચાં છોકરાં સુખેથી ખાશે. શોરીનના પોલકાને લેસ નથી તેથી તે આજે કેતલા કેતલા દાહ્ડા થયા માહરૂં માથું ખાઇ જાએચ. લાવો, રૂપીઆની તેને લેસ અપાવસ. હું કંઈ દાકતર બાકતરને તેગવાની નથી. પોતાને કંઇ થાએચ તો લાગલો દાકતર તેગવેચ ! ને તે દાહ્ડે મહને સરકમ થયો ને હું ગભરૂઇ તો જગ ધસીને એમ નહી કેહયું કે ચાલ દાકતર-ને બોલાવી લાઉં. પછી બપોરે પરવારીને કાવો જાંસસ તે ઘોચજો, ને કાલે મુગા મુગા જોલાબ લેજો. લેઓ, આએ તાપનો દોરો બાંધો, કંઇ બીજી તીજી લાહેરી હંઇઆ જોઇએ નહી.

*** ભીખાજી ભાખગ આએ જગે શેરો મારેછે કે શું કરૂં ? બેહસ્તનના તાપ આગલ મારાથી થોભાયું નહી તેથી બદુંસ ઓઢીને પડી રેહ્યો. આએ વાએજ રાતે સૂતી વખતે નહી, પણ પાછલી રાતે ચાર વાગે બેહસ્તને કીધી હતી.





૧૫.

## છોકરાંઓનાં દીલમાં કપડાં નથી.

શું કરૂં ? પાસે પૈસા બરેલા હોય તો હું તો એવી છઉં કે સગા બાપ આગલ બી હાથ હોરૂં નહી. પણ નાચાર પાયે ગોતીગરી તેમ નાચારીએ આટલું બી તહમારી પાસે માંગવું પ-રેચ. હું તો સુઈ જાણું રેહી, પણ બીચારાં છોકરાંઓનાં દીલમાં કપરાં ફાટીને કનકન થયાંચ તોબી તહમે આજે કેટલા કેટલા દાહેરા થયા અખારા કરીને જાને જાનતા નહી હોય તેમ ફ્રીયા કરોચ. પણ ખુબ તરેહથી યાદ રાખજો કે એ કંઈ સારૂં નહી. તહમેં જાણોચ બઈરી છોકરાંની કેવી હાય છે તે ? કોઇ જેવો બાપ હોય તો તે કંઈ પોતાની આઇ બાઇનાં એમ સીનાં ગેરવીયા નહી કરે પણ ભીખ માંગીને, કારા ચોરનું બી લાવીને ઝાંસે. તહમારી પાસે તો ઓંજીઉં કંઈ માંગીયે તો કેહ-તાં કેહતાં જબાં ઘસઇ જાય ને સીનું ગરી જાય તાહરે તહમે લાવીને ઝાંસો. જો મહને કંઈ જોઇતું હોય તો હું તો જીવ પર છરી ફરી જાય તોબી નહી માંગું.

કાલે નવજોતમાં ગેઇ તાંહ છોકરાંઓનાં કપરાં જોઇને સાહરો જીવ બરીને એવો ખોખ થઇ ગીયો કે બોલીઆની વાત નહી. લોકોનાં છોકરાં એવાં પેહરી ઓધીને આવેલાં કે આપરે જાણે જાણે જોયાજ કરીયે. જમસુનો ઓંજીઓ એક આલપા-

કાનો દગલો છે તે જાંહણી લઈ જાઉંચ તોહ તેનો તે પેહ-
રાવવો પરેચ. લોકોની છોકરીઓ રાંડો દીલ શોભી રેહ તેવી
સારીઓ પેહરી નીકરેચ ને માહરી બીચારી સુના જેવી છોક-
રીઓએ ઉભું વરશ એક કરપના ધાત પર, એક કાંદા પપેતાની
ચુંદરી પર, ને એક સુઇસના ગારા પર કાહડ્યુંચ. ને તેબી હવે મુઇ
ઘને ધન મારવા લાગીચ.

હવે તો હું બી કંતારી ગેઇચ. ગમે તેવું થાય તોબી હવે
હું કંઇ બાહર ગગરી મરવાની નથી કે દેખીએબી નહી ને દાઝી-
એબી નહી. બસ હવે તો એસજ. તહમુને ગમે તો છોકરાંઓને
નાગાં ફેરવો; હું કંઇ કેહવાનીબી નથી ને બોલવાની બી નથી.
દુનીઆં તહમુને બી ઓરખેચ ને મહને બી ઓરખેચ. કોઇ મહને
થોરૂંજ બુરૂં કેહવાનું છે. લોકેલોક માહરાં ચાસરાં ટુપી ખાએચ કે
મરે તહમારા ભીખાજી તરેહવાર પેહરેચ ઓઢેચ ને બીચારાં ગાય
ગોલાબ જેવાં છોકરાંઓએ શું ચોરી કીધી? શું? "તાહગે તો એ-
જ પટપટારો!" જાઓ, જાઓ, જરા બોલતાં શરમાઓ. મા-
હરે મોહને તહમે કોઇ દાહરે પટપટારો જોયોબ કે? તે પટપટારો
કરનારી રાંડ બીજીઓ. ઓવારૂં માહરી પરથી પટપટારાને! જો,
હુંઇઆં ઘરો લેવા આયાચ તે. પટપટારો કરે તહમારી આએ
અમઇ હોય તે! ખબરદાર જો મહને કંઇ કહયુંચ તો. બલા જા-
ને રે માહરી! કોઇ દાહરે બોલું નહી ને બોલું તાહરે એમ
તરેહવાર તહમે બોલીને ઉભા રેહોચ.

શું? "હુંકપરાં પછવારે દેવાની થઇચ"? જો ભીખાજી!
હું તહમુને કેહુંચ. મોહનું મંભાલીને નથી બોલ્યા તો તહમારૂં
કીધું તહમે જાણો. "કપરાં પછવારે દેવાની થઇચ!" કંઇ બો-
લતાં આરસ આવેચ કે નથી આવતી? કીઆ મોહટા વાગા કી-
ધા ને કીયાં મોહટાં પેહરાવીયાં ઓઢાવીયાં કે એમ તહમે બો-

લવા નીકરયાચ ? તહમુને તો કેની તે વરસ વરસ દાહરે દાવા-રૂં કહરાવે એર્વા બઇરી જોઇએ. તાહરેજ તહમે ઠેકાનેબી આ-વો તો. એ તો ગરીબકી જોરૂ સબકી ભાભી તેમ ગરીબ થ-ઇને ફરૂંચ તેથી તહમુને ફાવટું પાયુંચ. હા, હશો ! હશો ! નકૂ-તને નાખ નહી ને સોખને સાન નહી. માહરી માફક તહમ-રાંબી કલેજાં પર દાહમ પરતા હોયની તાહરેજ તહમુને લાગે.

ભીખાજી ! માહરૂં સાંભરો, મહને રાનને રોજ ઉઠીને એમ ના બારો. બચ્ચાં કોણુને ઘેર છે ? શું ? "કપરાં કરવા શું જોઇશે !" હવે તહમે છેક અનજાણા ના થાઓ. કપરાં કરવાને વાસતે કંઇ દોલત બોલત તો નથી જોઇતી. તહમુને તો સઉ ધોતુંધાતું ને આરૂં સોભઇતું ગમેચ તેથી તહમે કંઇ છોકરાંઓનાં જેવાં તેવાં કપરાં કરવાનાં છેઓ ? બચ્ચાં બાહર જાય ને ચાર ઘરી આપુને શોભા લાગે, બસ એટલું હું માંગુચ. મહને બીજું વધારે કંઇ નથી જોઇતું. કરકસરે જો આપરે કરવા જઇશું તો બે પૈસા આપરાં ઘેરસાંજ રેહશે. તહમે જાણોચ તો ખરા કેહું તો અ-રધીએ અરધી ને દોહરીઆંએ દોહરીઆંની કરકસર કરનારી છઉં તોબી નાંખી દેતાં થસેસ તો તનશો ચારશો રૂપીયા. હા, વરી તનશો ચારશો રૂપીઆ સાંભરીને એમ અકરઈ ઘભરઇ શા-ના ગીઆ ? તાહરે કંઇ શું દશ બાર રૂપીઆમાં તહમે કરવાના છેઓ કે ? રાન શીરીનની ને પુતલીની સારીઓજ કોર સુધાં ઓ-છામાં ઓછી હંસી હંસીની થવા જશે. શું ? "શો રૂપીઆમાં બધાનાં કપરાં થશે !" જાઓ, જાઓ. કોઇ દાહરે કીધું હોય ને એમ ફોલોની તો સારા બી લાગો. સુગા સુગા બેસો. સુઇ દો રૂપડીને શું કરે ? નાખમાં ઘાલીને શુંઘે ? જાઓ, મહને તહ-મારા રૂપીઆ બુપીઆ કંઇ જોઇતાજ નથી. તહમારૂં સુજીઉં તાહરો કરો. અરે ખદાએ ! તુ મહને મોહત આપે તો એવા માતીડની જંજાલમાંથી સદાની છુટું !

*** ભીખાજી ભાખરા ઘાં શેરા સારેછે કે: શું બોલું બેહસ્તાનની પછવારે! પણ બેહસ્તન જ્યારે રનજ લઇને બેઠી અને સમજાવેલી સમજી નહી ત્યારે સાહડી ત્રણસો રૂપીયા મારવારી પાસે કહડાવીને આપવા પડયા અને જોકે મારવારીને પાંનસો ઉપર રૂપ્યા ભરી ચુકયોછું તોબી હજુર તેના થોડા હફ્તા બાકી છે.





૧૬.

## ભીખાજી ભાખરાગે સાંજે આફીસમાંથી થાકેલા પરાગેલા આવીને ચાહ માંગી.

હા, તાહરે! લાખે બેસે ને કરોડ ઉઠે તે ધધરતી વખત નાહેલી ધોએલી હું તહમારે વાસતે ચાહ કરવા જાઉં? એવા તે કેવા લાર? આભીસમાં એક વખત ચાહ જાંસીતી કે નહી કે થાકેલી પરાકેલી જરા બેઠી સુઇચ તેને કંટારો આપવા આયા? જાઓ, ચાહ પાએ કંઇ છે નહી. એવા લાર તો જેને તાંહ બબરચીઓ, બુતલેરો, ને મોજદીનો હોય તેનેજ છાજે. આપરે ગરીબ માનસો એવા લાર કરવા જઇએ કેની તો અટવઇને કાંહનાં કાંહ પુરાં થઇ જઇએ. તહમુને તો એવો વીચાર છે કે હું બઇરી નથી કરી લાયો પણ ગોલાબરી વેચાતી લેઇ આયોચ, પણ હંઇઆં કંઇ મુઆં લોહરાં લાકરાંના હાથ નથી કે તહમે જે નાચ નચાવો તે નાચું. રોજ કલબમાં ગગરતાતા ને વરી આજે ઘેર આવીને રાન બઇરીના જીવ પર તીખલ કરવાનું શું સુજ પર્યું? શું? "આજે ઘણા થાકી ગીઆચ!" તે થાકી ગીઆચ તે હંઇઆં કોણને પાર? બઇરીને રાનને વાસતે કેઇ બજાર કરવા ગીઆતા ને કીઆ વાગા ખરીદવા ગીઆતા કે થાકી ગીઆ? હોશે, વરી કંઇ પોતાની મતલબ સર કેઠે ગગરીઆ હોશે તે હંઇઆં આવીને તેનો પાર ચહરાવોચ. તહમે જાણે કે બ-

દારી રાન ગેલસપ્પી છે તે કંઇ જાણતીજ નથી; પણ હું તો તહમુને રગે રગ ને નસે નસ ઓરખુંઅ; સમજયા કેનીઃ તે દાહરે મેં તહમુને જરા બે બોલ સમજાવીને કેહયું કે રાતે કોણ જાણે કાંહ કાંહ ભટકીને આવોચ તે સારૂં નહી, બચ્ચાં છોકરાના બાપે તો સમીસાંજ પરી કે લાગલું ઘેરમાં આવવું જોઇએ; તાહરે આજે સકારા આવીને આસમાસ બદરીને બેજાર કરોચ કે જેથી રાન બઇરી કોઇ દાહરે તહમુને સકારા ઘેર આવવા કેહેજ નહી. શું? "કોણ કમબખતનો જણ્યો એમ વીચાર કરેચ!" જાઓ, જાઓ, ધધરતી વખત જરા જુઠું થોરૂં બોલો કે ખોદાએ રોજી આપે. તહમુને કાંહ તરેહવાર સોગન ખાતાં નથી આવરતા? તહમે એમ ના સમજતા કે તહમે જુઠા જુઠા સોગન ખાશો તેથી હું મુગી રેહવસ. પેલા કેહેચ તેમ સુનું જોઇએ કસીને ને માનસ જોઇએ વસીને, તેમ તહમુને હું નહી ઓરખતી હોઉં તોજ તહમારા સોગન પર હું ભોલવાઉં તો. જાંહ પોતાની મતલબ હોય તાંહ તહમે સગા બાપનાં બી સોગન ખાવાને ચુકો નહી. મતલબ આગલ તહમે તો નહી સમજો ધરમ કે નહી સમજો ખોદાએ. શું? "કધી મધી એક કપ ચાહ માંગી?" અરે તહમારી એવી કધી મધી તહમારી પાસેજ રેહવા દેઓ. હું કધી બી નહી જાણતી ને મધી બી નહી જાણતી. હાથ આપતાં પોહચો પકરો એવા તહમે છેઓ. આજે ચાહ કરી આપું તો વરી કાલે આવીને બેજાર કરો. ને બેજાર નહી કરો તો બી, મરે! ચુલા આગલ વરી પાછી ધુખરાવા કોણ જાએ? આખો દાહરો તો ચુલા આગલ ને ચુલા આગલ રાન આંખ આંધરી થઇ ગેઇ ને થઇ જાએચ, તાંહે વરી પાછો કાંહ ચુલો ફુકું ને બધું દીલ ધુમારાએ ભરી નાખું? તહમુને શું છે? રાજા બોલ્યા ને દાહરી હીલી? શું? "પુતલીને કેહુ?" હા, પુતલીને રાનને તહમે મારી બારી નાખવા

બેઠાચ કે શું ? પુતલી તે રાન કાંહ સુધી ઘસરાયા કરે ? સાથે લાગી એણી "રાન તવઇને દાંડા જેવી થઈ ગેઇચ. એનો ચેહરો એવો તો ગોલાબ જેવો ઉતો કે જાણે-જાણે આપરે જોયાજ કર્યે. પણ રાન ધુમારા ધુમારાએ હવે તો કારી મેસ જેવી થઇ ગેઇચ. લોકોના બાપો તો દીકરીઓને આંખની ઉપર ને ઉપર ચલાવે. દીકરીઓ કાંહ બીચારીઓ બાપનાં ઘેરમાં પરી રેહવાની છે. પણની કે બીચારીઓ માબાપનાં ઘેરમાંથી જાએ ને પરાણાની માફક ઘરી ચપકો આવે કે નહી બી આવે, ને તેમાં રાન કોઈ કજાત સાસુ મલે તો મહીરે જવાનો બીચારીઓને ઓરતોજ તો. આજે કેટલા કેટલા દાહરા થયા બીચારી પુતલી ને શીરીન માથું ખાઈ જાએચ કે બાવા પાસે મોહને ચોપરવાનું મીલકાફ્રેસ મંગાવો, મીલકાફ્રેસ મંગાવો, ને તહમુને હું કેહી કેહીને થાકી પણ તહમે તે લાયા નહી. શું ? "છોકરીઓને એવી જુઠી જુઠી ફીસીઆરી કરતાં નહી શીખવ્યે ?" વળી જુઠી જુઠી ફીસીઆરી શાની ? ચાલો, ચાલો, માહરી છોકરીઓને કંઇ ફીસીઆરી બીસીઆરી છેજ નહી. લાવી આપવાની નહી મરજી હોય તો સાફ ઘસીને ના કેહો, પણ માહરી કાચી કુમારી છોકરીઓનો એવો લોકમાં ખોદા ખાતર સાખો ના પારો. પેલા કેહેચ તેમ ઘેર બોલે છોકરાં તો બાહર બોલે બોકરાં. હું એ લોકોનો રંડાનો ઉઠાવ કરવાને વાસતે કોણ કોણને પગ પાણી કરૂંચ ને તહમે એમ ચાહો તે માહરી છોકરીઓને વાસતે બોલીઆચ તો તહમારૂં કીધું તહમે જાણો. પછી માહરો મીજાસ જશે તો નહી જોવસ ઘણી કે નહી જોવસ બણી.

*** ભીખાજી ભાખરા હ્યાં નોત મારેછે કે આપરે જોયું કે વાત તો વધેછે ને બેહસ્તન છેડાયાંછે તે કાંઇ કલાક દોહડ કલાકની અંદર તાહડાં પડવાનાં નથી તેથી ખુરસી પર પડયા

પડયાજ મ્હોને મ્હોનં ઉઘાઇ ગયા ને બેહસ્તન નરમ ર્જ્યા પછી ખુરસી પરથી ઉઠયા, પણ તેટલાં કકળી તો એવી લાગી હતી કે બોલવાની વાત નહી; પણ ભોનું માંગીને આગમાં તેલ કેમ નાખું? તેથી હુક ગલીને વખત કાહડયો.





૧૭.

## ભીખાજી ભાખરા ઉદવારે સુખડ ચહડાવવા જાયછે.

મરેરે, ભીખાજી! એવાં કોતક માહરાથી કેમ ખમાય? અરે કોઈ જોઓરે આએ જુલમ! એવો જુલમ ખમતાં ખમતાં માહરૂં રાનનું રંગ રૂપ બધું ખરી ગીઉં ને હું તવઇ સુકઇને દાંડા જેવી થઈ ગેઇ પણ તહમુને શરમ આવતી નથી. અરે ખોદાએ! એવો વર તો કોઇ દુશમનનેબી ના મલતો! વરી શું નવા ઢોંગ સોંગ લેતા આયા? ઉદવારે શાના જવા નીકરીઆય? વરી કોઇ વાંહલાંમુવાએ કલખ બલખમાં સુજ આપી હોસે તો તેજ લેઈ બેહા. પણ સમજો, તે તો મુવાઓ એ પરજ મરી રેહેલા. તે તો ભસતેગીઆઓ લાખે બેઠલા ને કરોરે ઉઠલા પણ તહમે એમ ઉદવારે ને બુદવારે કરવા જશોની તો કુતરાંનાં મોહતે મરશો. જાંહ સુધી પૈસા હોશે કેની તાંહ સુધી મુવા દોસદારો. પણ ગરજની વખતે તો તહમુને આરી નજરે મુવાઓ જોશેબી નહી કે દુશમન મઇઇ મરેચ કે જીવેચ. ને એમજ જો થયું કેની તો દમરીએ શેર વેચાશો.

એ મુવાઓને શું? હોસે મુવાઓની બઇરીઓ કેઠી જાલમ જુવાક જેવી તેથી એ મુવાઓ તો ઘેરમાં થર ઘાલેલા પરતા નથી પણ તહમે શાના પારમાં એ ભસતેગીઆઓની પુઠે તણાઓચ? તહમુને શું બઇરીનું દુખ છે કે દપક દપક જાંહ

ગમે તાંહ જાઓચ ને જાંહ ગમે તાંહ ફરેચ? એ સુવાઓની બઇરીઓ તો મુવાઓને દાંતમાં આસરૂં આપતી હોસે તેથી સુવાઓ ઉદવારે ને ફુદવારે કરેચ, પણ તહમુને શું ઘેરબારનું દુ-ખ છે કે એમ અહીંથી તાંહ મુવા ગોસઇની માફક રખરતા ફરેચ? છતી બઇરી ને છતી ઘેર સોભી રેહ એવી છોકરીઓ ને ઉદવારે જવા નીકરી પરીઆચ તે કંઇ આરસ આવેચ આરસ?

સરમ નહી આવતી તહમુને કે બઇરી છોકરાંઓને એખલાં મુકીને પોતે મજાહ કરવા ઉતરી પરેચ? તહમુને શું! તહમુને કાંહ બઇરી છોકરાંની કદર છે જે તેની વાત? તહમે તો તહમારાજ જી-વને મજાહ દેખાસે! રરસે રૂવાસે. બઇરી છોકરાંઓ તો જાને રેલમાંથી ધસરઈ આયાં. શું બોલ્યા? "આદર મહીનો છે તેથી ઉદવારે સુક્કર ચહરાવા જાઉંચ!" વાહ! વાહ! ઘણું જ સારૂં! બઇરીને શું સીખવવા આયાચ! હું ભોલી છેઉં, હું ભલી છેઉં, પણ એમ ના સમજતા કે હું સાથે લાગી મુરખબી છેઉં. હું તો કેની તહમારા જેવા સોદો વેચી આઉં એવી છેઉં સમજ્યા કે? લાવોની બતલાવોની મુઈ કેઈ વનીદાદમાં ને કેઇ દજસનીમાં લખયુંચ કે ઉદવારેજ સુક્કર ચહરાવવું જોઇએ? શું વાત લેઈ આયાચ? મુંબઇમાં શું આતશ-બેહરામ અગીઆરી નથી બરીયાં કે ચાલીયા ચાલીયા છેક દુનીઆંને નાકે જાઓચ? શું કરૂં? ભીખાજી! કે હું ગાએની જનેલી ગાએ છેઉં, નહીતો કોઈ રાન બીજી કભા મલી હોતે કેની તો આવા તહમાગ જુલમનો સવાદ તો કોણ જાને કેદારનો ચખાર્યો હોતે! ને કેદારની રાન સારી પેહરીને ચાલી ગેઇ હોતે! પણ હું તો ગરે ગાંઠ ને મોહને દુચો મારીને તહમારો બધો જુલમ વેઠુંચ. કંઈ નહી, સબરનો બદલો ખોદાએ આપશે, ને હું જેવું હમનાં ખમુંચ તેવું ખોદાએ મહને સાહરાં બેહસમાં આપશે.

પાસેમાં કુંવરબઇ કરકાં કેવાં વર છોકરાંઓ સાથે સામલેસર જાએચ ? ને સુંબઇ ક્યાછાં આવેચ તાહરે ખોદાએ રાખે જાણે બધાં એવાં સોજર જેવાં થઇ આવેચ કે જાણે જાણે જોયાજ કર્યે. જાણે તે લોકોનાં મોહનાં પરથી સુવું બે ઘરી નજર બી ખસારવા નહી ગમે. કુવરબઇના વર બચારા એવા તો ભલાં મનીખ છે કે કોણ કોણનું કરીને, પછી મારવારીબી ઉભો કરીને, બઇરાં છોકરાંને મોજ કરાવેચ, ને તે લોકોનો બોલ ઉપર રાખેચ. એ તે માતીડા ને એવા માતીડાની બઇરીનાં તે જીવેલાં પરમાન. અહીં તો સુવું આગલો ઓડદો ભલો કે પાઠલો ઓડદો ભલો ! સુગા સુગા ઉદવારે જવાનું છોરી દ્યો; સમજ્યા ?

તહમે જો બઇરી છોકરાંનીજ કદર બુજતા હોવો તો વીચાર કરો, જરા નજર ફ઼ેરીને જોવો, કે માહરી છોકરીઓ દુશમન કેવી ગરઇને ગુરા જેવી થઈ રેહીચ. મહને બસ સાતસોજ રૂપીઆ આપોની કે હું દુકતીઓને માહસલેસર લેઈ જાઉં. જો એટલું માહરૂં ક્હયું, માનો, ભીખાજી ! ને ઉદવારે જવાનું માંદી વારો. શું બોલ્યા ? "ઉદવારે પગે પરવા જાઉંચ !" તો ! તો ! સું ? પગે પરીને ને ભણી ગણીને બેહસમાં જવા કે ? જાઓ, જાઓ, પેલા કેહે તેમ ભણે ગણે ને દીઆનત બુરી તેમ એક ગમથી બઇરી પર તરેહવાર જુલમ ને મકરખુંદી કરે ને બીજી ગમથી ભણવા ગણવાની વાત કરે ! જે માતીડા અમસી પોતાની બઇરી પર જુલમ કરે કેની તેનું ખોદાએ કોઇબી દાહરે ભલું નહી કરે; સમજ્યા. નામ તો કેહે જે ભણવાનું પણ કામ તો દોસદારો સાથે રખરવાનું ને મજાહ કરવાનું ! કાંય સુંબઇમાં નહી ભણાય ? ઉદવારેજ સુવું ભણાતું હોશે ? બેસો, બેસો, સામજુ બોલતાં જરા શરમબી નહી આવતી ? મોહનાં પર નાખ છે કે ખુપરો ?

કોઈ દાહરે જો કેહયું હોય કે ભીખાજી! આંજે આભીસમાં ના જાઓ ને ઘેરમાંજ રેહો, તાહરે તો કેંહે જે સાહેબ ખુસ પારે, ચાકરીથી કાહરી મુકે, આભીસમાં ચાલે નહી. હવે તાહરે ઉદવારે મજાહ કરવાને વાસતે કીઆ મુવા સાહેબે રજા આપી? અરે ખોદાએ! શું આએ બી માતીઉ છે? સાચું બોલવાના તો સોગન લીધાય. મુગા મુગા હમુને બામલેસર મોકલો કે તાહમારા ખરચેલા પૈસા ખી ગવાય ને માહરી હીગ જેવી દીકરીઓનાં મોહનાં પર જરા લોહી પાણી બી આવે. બાકી ઉદવારે બુદવારે જવાનાં ઘેલાં કાહરીયાંચ કેની તો ધકેલા ખાઈને કુતરાંને મોહતે રખરી રવરી મરશો. બાવા નાહે ને તાપે તેવા ને ખરચ તો જાણે હથ્થી જેવા. મરેરે! એવા બરાપા તે હું કેટલા કરૂં? ખોદાએ મોહતબી નહી આપતો કે આવી જંજાલમાંથી છુટું. એક ગમ માહરી ધીઆન બાહર નીકરશે ને બીજી ગમ તહમે મહને યાદ કરશો ને તાહરેજ તાહમારી બી ખાતરી થશે કે માહરી બઇરી, કેવી ઉતી.

*** ભીખાજી બાખરા મોહટા અફસોસ સાથે જણાવે છે કે બેહસ્તનના આએ ધુજાગને લીધે કપરાં બપરાં બાંધેલાં હતાં તે સુગે મ્હોડે છોડીને કબતમાં પાછાં ઉનચાં નીચાં કરવાં પડયાં.





૧૮.

## આવતા ગુવાહરોજે હોમલીબાઈનું વરશ છે.

કેમ ભીખાજી! તહમે આભીસમાંથી રૂપીઆ લાયા કે? "નહી"! મરેરે! આએ માતીડાને તો કશી પાંતીની ખબર કે આરસ આવતીજ નથી! સાફ સોખ નાખે કેહેચ કે નહી! મેં તહમુને નહી કેહયું તું કે મહને પૈસાની અગત છે? મુવું આખું વરસ મજુરીમાં ને વહીતરામાં જાએચ તે મકુંજે ચાલ જરા વરસનો દાહરો દીલમાં બે કપરાં સોજાં પેહરૂં કે ઉભું વરસ સારૂં જાએ. પણ કોન જાને કોઇએ કરી બરી મુકયુંચ કે શું તે બસ બઇરીની તો કંઇ પર કે પરવા મલેજ નહી. જોવોરે કોઈ આએ માહરી પર જુલમના ડુંગર ને ડુંગર તુટી પરેચ તે. મરેરે! લોકોના માતીડા તો બઇરી પરથી મહદ મરી મરી જાએચ, ને બઇરી આગલથી હરગીજના થઇને ખીસતા નથી. બીચારા બઇરીનો પરતો બોલ ઉપારે ને બઇરીની થુક હાથમાં ઝીલે એવા આજના તો માતીડાઓ છે ને મુવું મહરાંજ ઘેરમાં ગામથી ઉલટી વાત દેખું! આજના માતીડાઓ તો બઇરીઓને મલુખ બધાંનાં રાજ કરાવેચ ને તરેહવાર સુખ દેખારેચ ને લાર લરાવેચ. પણ હંઇઆં તો (કટકા મોરીને) સુખ જોતીબી રાન મરે! ને સુખના દેખારતાનું બી સુઆનું સર સંધાસમાં જાએ! તે હાએવાએ ને અફસોસમાં

દાહરા કાહરવા પરેચ. અરે ખોદાએ ! તું કીએ દાહરનો વેરી કે રાંદા લોકોની કુંજરી કાંજરી બઈરીઓ તરેહવાર ઓઘે પેહરે ને ફરે હરે ને હંઇઆં તો વરસના તનસો પાંસઠ દાહરા રાંધની ને ચુલો સેવવો પરેચ ! મરૂં રે પાસેના હીરાજી પરથી ! જાનેં જાને બઇરી પરથી ઓવરઈ પોવરઈ જાએચ. કોઇ દાહરે તેવન આભીસમાંથી ઘેર ખાલી હાથે આવના નથી. આજે કંઇ તો કાલે કંઈ લાવતા ને લાવતા. શું એકેકી શાતીનો ! ને શું એકેકાં પોલકાનાં સીલીક તેવન લાવેચ કે જાને આપરી નજર થરી જાએ ! દીનબઇને ઘેર રોજના દરજીઓ આવતા ને આવતા. ને ઘેર જાને એવું ભરચકર લાગે કે આપુણે તાંહથી ખસવાજ નહી ગમે. કાલે સાંજેજ દીનબઇનાં દીલમાં કંઈ સુંવું વેલાતી કપરૂં જોયું તે મેં પુછયું કે એ કેમ વાર લીધું. પણ તેબી કેહું એવણના હીરાજી લાવેલા. બઇરીને એટલું ઓઘાવેચ પેહરાવેચ તે છતાં બઇરી વરને એવી હાથમાં રાખેચ કે આપરે જોયાજ કરીએ. તે દાહરે હું જરા કોણ જાને શું કામ સર જઇને ઉભી તેટલાં દીનબઇએ હીરાજીને હાક માર્યો. પણ હીરાજી વારામાં ઉતા તેથી બીચારાથી જવાબ નહી અપાયો તે ! તહમે માનો ! કંઇ દીનબઇ છેરાયાં ! કંઇ દીનબઇ છેરાયાં ! કે વરને કેહ સોહનાં શું ભાવેચ બોલીને ઉભાં રેહ્યાં. મેં ધનુંબી સમજાવ્યું કે અખઇરેહા માતીડાને એમ નહી બોલ્યે, પણ ઉલટાં સાહરી પર છેરાયાં ને બોલ્યાં કે "બેસો, બેસો તહમુને શું છે ? સાહરૂં ઘેર બગરીને ધુર થાએચ. બુમ પારતાં પારતાં માહરો બઘો જીવ સદઇનો તુટી ગીઓ ને એવણ વારામાં ભરાયા તેથી જવાબ નહી આપ્યો ! લે, જો ! આજે એ ને કાલે બીજું. એમ માતીડાની જાતને ધાકમાં નહી રાખ્યે તો પછી ઘેર ભાગીને ભુકો થાય." માહરાંબી ધીઆનમાં એ વાત ઉતરી. તે આ-

પર તો "જેમ માએ સારૂં સુજે તેમ કરો" કરીને સુગાં મુગાં બેસીજ રેહ્યાં.

એવી બઇરી જો તહમુને મલી હોતે કેની તોજ તહમે સીધા પાધરા ઉતરતે. હું કીએ દાહરે પેહરવા ઓઢવા માગુંચ કે હાંફરો હુફરો કરીને તહમારી પાસે કઘી મધી કપરાં કરવાંના રૂપીઆ માંગ્યા તો તેટલાબી તહમારી આંખમાં ખુચ્યા? બલા જાનેરે માહરી પેહરવા ઓઢવાને! મહને કંઇ પેહરવા ઓઢવાનો અભીઆસ નહી. એ તો આએજ વખતે કંઇ મુવું મન કીધું. કંઇ મુવાં ઘણનાં ગાંઠાં માંગ્યાં હોય ને ના કેહયું હોય તો તેની વાત છે કે માતીડાનો હાથ ભીરમાં છે તેથી બીચારો માતીડો શું કરે. પણ આએ તો મુવા નાખમાં સુઘવાના ખસો રૂપીઆ માંગીઆ તો તેટલાબી નહી મલ્યા. હમનાં જો રાંડો નચાવાની ને કલબોમાં જોભરવા જવાની વાત આવી હોય તો કારા ચોરનુંબી કરીને રૂપીઆ લાવશે પણ રાન બઇરીને કપરાં ચપરાં જોઇએ તાહરેજ તહમુને ભીખ લાગેચ. મુવાં એકનાં એક સાડીનાં ચીથરાં પેહરતાં તો હવે શરમબી લાગેચ ને લોક લોક જોઇને નામ ઘરતાં હોશે. મામીનાં જાઇજીને તાંહની નવજોતમાં ગેઈ તાહરેબી કેરને રંગનો કરપ પેહરીઓતો ને નવરોજી ઘાભરને તાંહનાં લગનમાંબી મુવું તેનું તેજ ચીથરૂં ઓરવવું પરીયુંતું. બરીઉંરે એવી બઇરીનું જીવતર! મુઇ રાન હું માહરાં માએબાપને પેટે પેદાની પરતી બી! વરસ જેવે સપરમે દાહરે મુવો જીવ બારવો પરશે ને આખું વરસ એમ બરાપામાં ને બરાપામાંજ જશે. ખદા! હજુર મોહત આપે તોં બેહતર.

*** ભીખાજી ભાખરા હ્યાં નોંઘ મારેછે કે બેહસ્તન વરસમાં પાંચ છ વખત કપરાંના રૂપીઆની રૂમરી મુકાવતાં હતાં

અને મારવારીનો આગલ એકવાર અનુભવ મલેલો હોવાથી ફ્-રીથી એ નાપાકના જન્યા સાથે વેહવાર રાખવા"કરતાં બેહસ-તનની આએ આખી વાએજ કાનમાં ઉતારવાનું સેવકને વધારે સારૂં લાગું. દીનબાઇના હીરાજી વીશે એટલોજ ખોલાસો કર-વો છે કે તેવણ પાંચ વખત તો શીદયુલ ફાઇલ કરી ચુકયા હતા તથા એક વેપારીની આફીસમાં ગોદાઉનકીપર હતા ત્યાંથી તે-વણને હજમપરસાદ કરવાને માટે પાણીચું મલ્યું હતું. માટે હીરાજી ખુદરીને તરેહવાર પેહરાવે ઓધાવે તેમાં સેવકને કોઇબી રીતે અજાએબ થવાજોગ અથવા નકલ કરવાજોગ હતું નહી. હીરાજીનો વા હીરાજીનેજ મુબારક !





૧૯.

## બાહસનીઆનાં પરભની પરહેજી.

.ં પરહેજી ખાવાનું નહી જરતું તે હંઈ કોણને પાર? વ
રી ગામનાં લોકો ખાએચ કે કંઈ તહમેજ નવઇના આજે ખા
વા નીકરીઆ? શું તહમારે સારૂં મરઘી કપાંઉ? તો! તો! ઊ
ખાઇને જીવવા માંગતા દેખું! આજે અનરોજાને દાહરે મરઘી પ
મન થયુંચ, પણ તેનું કારણ હું બધું જાણુંચ, સમજીઆ કે
તહમે બી બારેગાંઠ પુરા છેઓ. સારે દાહરે તો કોઇ દાહરે મ
રઘી કુપાવ કરીને નથી કેહયું, પણ તે કેહ કેમ? આરે દાહરે
મરઘી કપાવે તો તેમાં બઇરી છોકરાંનો ભાગ પરે તેથી અનરો
જાને દાહરે બાહી થાએચ કરીને મક્કર કરીને મરઘી રંધાવે તે
આખી પોતે જોભરે. હું તહમુને વેઠતાં વેઠતાં ઘદડી થઇચ વા
સતે માહરી આગલ એવાં નોહરી કરમ કરવાનાં છોરી દેજો
બાહી થાએચ તો ભલે થાએચ. દુધપાખ પુરીને, તરેલાં કેરાંને
આખી દારનાં ઈંડાને, ને તીતારીને હાથ ના લગારતા. ભાજી
ને સુકા બુમલાનો પાટીઓ લાલ મરચાંની ભુકી નાખીને કીધો
રા તે પેટ ભરીને જોભરજો કે બાહી ભાગી જાએ શું બો
લ્યા? "પાટીઓ ખાધાથી મરડો થાએચ!" આજે તહમુને પરહેજી
ખાતાં બાહી થાએચ, ને પાટીઓ ખાતાં મરડો થાએચ, હવે
કાલ ઊઠીને કેહજો કે ધાન દાર ખાતાં મહને કોલારો થાએચ.

ઘરમી દેખાવાનું હોલ તો પુશકલ ઘાલોચ તે છતાં અન-
રેજાને દાહરે મરઘી ભાવી આવેચ, પન આજે તો કેની તે કોઇ
સુવો દુનીઆથી રદ થઈ ગેયેલોબી ગોસ કે મરઘીને અરક-
તો નહી હોશે. તેબી સુવો પાપ પુનને બીહને દાર રોટલી ખા-
તો હોશે. પણ તહમે તો પગે માઠલાં મારીને મોહને શમ પો-
કારોચ તે જોઇને મહને કંઇ થઇ આવેચ. આજે પરભ જેવે
દાહરે બી પરહેજી નહી ખવાતી તો કાલે ઉઠીને તહમારાં ભઇ
ભતરીજાં મરી જાએ તાહરેબી કેહજો કે હું મરઘી ખાવસ.
ઘરડે ઘરપણ છેક સુધબુધ ખોહીને ફરોચ પણ હવે તો મરવા-
નો વખત આયો તે કંઇ બેહસ દોજખનો વીચાર કરો વીચાર.
આજનો દાહરો કેવો મોહટો! આજે મરઘી ગોસ ખાધું તેને
સુવેલું કુતરૂં ખાધા બરાબર. આજે તો મરઘી ગોસનું નામ
દેઈ કોઇ પોતાની જબાંને નરખમાં નહી નાખે. આજે મરઘી
ગોસ તો તહમારા જેવા રીમન માનસનેજ ભાવે. શું બોલી-
આ? "નહી તો ચાલીઉં, મુંગી રેહું!" હં! હં! એવરૂં કેહવા-
નો ચટકો કેવો લાગેચ? પણ જેવોની એ તો માહરાં કરમની-
બથી ને તહમારાં સુવાં માએબાપનાં તો નહીંજ પણ કોઈ વરાં
વડોરાંનાં પુનથી હું તહમુને મલી તો દોજખના દરવાજા પરથી
ઘસરીને બેહસનો મારગ દેખરાઉંચ. બાકી કોઈ ગન તહમારા
જેવીજ પાપન મલી હોતે કેની તો કરારે મરઘી ખવરાવતે ને
ખાતે, ને પછી મરતે દાહરે બેહુને કીરા પરીને મરતે. હંઇઆં
તો સુઇ જો ચુરી પાધરી કસતી નહી થઈ હોએ કે કોઇ બચારાં
ગુજરેલાંનો રોજ ચુકી ગેઇ હોઉં ને ચારદરાન નહી ચયા હોએ
તો રૂવે રૂવાં ધુજી આવે ને ખોબે ખોબે ચુલામાં સુખર સુકીને
નાખ ઘસું તોબી મન મોકરૂં નહી થાય. તે દાહરે મામીના
મેહરવાનજીની માણેકબઇને વેચાવાનું દુખતું તે જોવા ગેઇ
તોહ સુવાવરીના પરદા હાજીઆને કુલથી અથીજાંને બેઠીતી તે-

ટલાં સુવો પવનથી પરદો હીલીને પેતખરી અરકાવાની ખુરસીને લાગો, તો ખંદાએ જાનેચ કે જીવ કેવો ધ્રુજીઓ ને કમકંમ્યો. છોકરી અકરાતીતી તે વધારે વખત બેસવાની ઉતી પણ તે નહી બેઠી, ને ભર ખરકીમાંથી વેહલા ઉઠી આવતાં બદ્દડ પાની ઉતરીઉં તોબી સુગી સુગી ચાલી આવી ને અરકાએલીની કની નીચેજ બધાં કપરાં બોરીને સાથાં વેરથી નાહી, પન સુવું તેથી કંઇ દીલ પાખ થાએ? રાતે ખાવા બી નહી ગમીઉં પન જેમ તેમ ઝેરના જેવા બે ચાર બુક ખાઇને ઘોંટઈ તે ઉંઘ બી ઓજની નહી આવી ને અકરવકરે રાત કાહરીને પાથલી રાત થઈ કે ચાહે પાણી કીધા વગર નાહન નહવારવા સારૂ સાકાદારને બોલાવવા કાસમને મોકલીઓ. પન સાકાદારૂ સુવો થંડે કલેજે આસતે રેહીને આઠ વાગે નીરંગ લેઇને આયો ને જીવ જે ચીઢડઈ ગેએલો ઉતો તે તે સુવાની સીતેર પેહરી ધોઇ નાખી. એવું સાહરૂં ધરમ ધેઆન પર દીલ ને જીવ! એ તો સુવાં જે નરખમાં જવાનાં હોય તેજ એવાં દેવનાં કામ કરે; સમજીઆ કેની? સાહરી તો બલાબી પરભ જેવે દાહરે મરઘી ગોસને અરકે નહી.

કાંએ તહમારી પાસે તો પૈસા નહી ઉતા તે પછી મરઘી કાંહથી લાવતે? કાલે મેં તહસુને કેહ્યું કે પેલા બાકર સુસરસાને હવરાં નવું પદરખાનું કાહરીઉંચ તેહને તાંહની મીથઈની સઉ તારીફ કરેચ ને કાલે પરભ જેવો સપરસો દાહરો છે વાસતે એક સોજાં જેવાં પુદીનની રકાબી લાવજો કે છોકરાં ખાઇને ખુસી થાએ. ઘનું ઘનું તો થઇ થઇને શું થતે? તન સાહરા તન રૂપડીજ કેની? પણ તહસુને તો છોકરાંને નાસે ધધરીને તાપ આવી તેથી મક્કર કીધાં કે સાહરી પાસે પૈસા નથી. પાસે પૈસા નહી ઉતા તાહરે હવે મરઘી જોભરવાના કાંહથી પૈસા આયા?

*** ભીખાજી ભાખરા અતરે જણાવવાની રૂજા લેયછે કે, શું કરૂં ! બેહસ્તનના તાપને લીધે જેમ તેમ અરહેજી ખાધી પણ મહને તે નહી માફ્ક આવ્યાથી પાંચ છ દાહડા એવો તો હેરાન થયો કે બોલ્યાની વાતજ નહી, ને દાકતરનાં ગજવાં ભર્યાં તે જુદાં. બહમનરોજના અનુભવ પરથી મોહર, ગોસ, ને રામરોજને વાસતે તો પેટમાં એવી ફાર પડી કે કુતરાં બોલવા લાગાં, પણ આપરેખી તાલ કીધી. મોહરરોજને દાહડે દોસતદારની સાલગરી છે તેથી જમવા જાઉંચ કરીને કલબમાં જમ્યા, ગોસ રોજે હોતલમાં ઉતરી પડયા, ને રામરોજે પેટમાં દુખેચ કરીને ભુખાજ ધોંટાઈ જવું દરૂસ્ત ધાર્યું.





૨૦.

## ભીખાજી ભાખરા બલેવના તમાશામાં જઈ સુવા.

એનું સતીઆનાસ જાએ એ માતીડાનું! ગામની ગતર સુધરી પણ એ માતીડો નહી સુધરીઓ. બાવાજીનું બુચું અસતો ઝોરીમાં હીજ ખાએચ તે બરેવનો તમાશો જોવા ગીયાતા! કંઇ અક્કલ કે હોસ મલેચ નહી! સરમે સરમે મુવું માહરૂં નાખ નીકરી પરેચ પણ એ માતીડાને કંઇ ફકર કે ચંતા છેજ નહી. ઘેરમાં બઇરી રાન ચુલાના ધુમારા આગલ આખો દાહરો જેમ ગમે તેમ ધુખરાયા કરે, ને બીચારી ગાએ ગોલાબ જેવી છોકરીઓ જેમ તેમ જીવ મારીને ને મન મોહડું કરીને ઘેરમાં ઘંઘઇ રેહે ને એનાના છેલ છબીલા થઇને બરેવનો તમાશો જોવા ઉતરી પરે! જોવોરે બા! કીઆ ખદાએ ને ઘેરની એ વાત? "દોસતારો લેઇ ગીઆ તેમાં હું શું કરૂં?" કાલ ઉઠીને દોસતારો ઝાનમમાં બી લેઈ જશે તાંહબી જઇ આવીને કેહશો કે દોસતારો લેઇ ગીઆ તેમાં હું શું કરૂં? મરે મુવા દોસતારોના થતા! ભુસુરે મુવાઓને! મુવાઓ આગલ રેહીને માહરા માતીડાને બગારીને ધુર કરેચ. મુવાઓની જનતીનું પેટ બરે મુવાઓની! મુવાઓની સાત પેહરી સંધાસમાં જાએ મુવાઓની! ભસતે ગીઆઓને કેહે કે તહમે મુવાઓનો દોજખમાં બી થાર ના થતો. દોસદારોનુંજ કહયું કરવા માંગોચ ને દોસદારોનાજ થઈ રેહવા માંગોચ તાહરે તો

જાઓ તેજ મુવાઓને ઘેરે બારે જઇને ગગરો નેતેજ મુવાઓની માએ બેહનો સાથે બેસીને શીથી થાયા કરો કે દેખું બી નહી ને દાઝું બી નહી. શું બોલ્યા ? "નકાસી બીજાઓને કાંય ગાર દેયચ ?" અરે ગાર શું ગાર ? મુવાઓ જો માહરા હાથમાં આપેં કેની તો મુવાઓને ચીરીને ચાર વાટે ફેંકી દઉં ફેકી. માહરૂં કલેજું અંદરથી કપઈ જાએચ ને માહરાં સીનાં ગરી ગરી જાએચ. બઇરી છોકરાંઓને સપરમે દાહરે બાહર લેઈ જતાં તો તહમુને ધધરીને તાપ આવેચ ને હાથે પગે અરી જાઓચ! હમનાં લોકોની છોકરી ને લોકોની બઇરી સાથે બાહર જવા કહયું હોય તો ધાન બી નહી ખાવા માંગો ને તે રાન નાચનીઓ સાથે અરધી અરધી રાત બાહર નાચીઆ કરો, પણ પોતાનાં બઇરાં છોકરાંનું નામ દીધું કે તહમારી આંખે મરચાંના પાટા બંધાએચ, ને લુલા તોતરા થઇ જાઓચ. પાસે નહી મલે કોરી ને જાએ બજારમાં દારી તેમ સપરમે જેવે દાહરે બી ઘેરમાં જેમ તેમ કરીને હું દારડાં તાણું ને એવણ જીભરૂં દોસતારો સાથે મોજ મેરવા નીકરી પરે ! હું બી હવે એવી કંતરી ગેઇચ કે આઉંચએક દાહરે સારી પેહરીને તહમારી પુઠ ને પછી જોવો કે તહમારો રસ્તા વચે કેવો ફેસતો કરૂંચ ? સહવારે આભીસને મસે ઘેરમાંથી કહરાયા તાહરેજ જાણુતીતી કે કોણ જાણે આખો દાહરો કાંહ ગગરસે ને મોરી રાતે રવરી રઝરીને આવશે, પણ સપરમો દાહરો કોણ નકામો કજીઓ કરે કરીને હું દમબખશ કરીને બેસી રેહી. પેલા કેહેચ તેમ ગેઈ જુવાની ને આયો બુઢાપો ને તે પાંતીનો શાનો કુરાપો. તેમ હવે સફેદ ગીઆ ને કારા આયા તોબી જાતરા, ને ફ્રાતરા, ને તમાસા બમામા હજુર છોરતાજ નથી! તહમારે લીધે મુવાં અમે માએ દીકરાંઓ લજવઇ લજવઇને મરીએચ પણ તહમે લજવાતા નથી. જો કોઈ દાહરે મહને બહાર જવું પરેચ ને શીરીન સાતીનનો પોલકો કાહરી લાવેચ તો ધમકાવીને હું



૨૦.

## ભીખાજી ભાખરા બલેવના તમાશામાં જઈ સુવા.

એનું સતીઆનાસ જાએ એ સાતીડાનું! ગામની ગતર સુધરી પણ એ સાતીડા નહી સુધરીઓ. બાવાજીનું બુચું અસતો ઝારીમાં હીજ બાએચ તે બરેવનો તમાશો જોવા ગીયાતા! કંઇ અક્કલ કે હોસ મલેચ નહી! સરમે સરમે સુવું માહરૂં નાખ નીકરી પરેચ પણ એ સાતીડાને કંઇ ફકર કે ચંતા છેજ નહી. ઘેરમાં બઇરી રાન ચુલાના ધુમારા આગલ આખો દાહરો જેમ ગમે તેમ ધુખરાયા કરે, ને બીચારી ગાએ ગોલાબ જેવી છોકરીઓ જેમ તેમ જીવ મારીને ને મન મોહટું કરીને ઘેરમાં ધંધઇ રેહે ને એનાના છેલ છબીલા થઇને બરેવનો તમાશો જોવા ઉતરી પરે! જોવોરે બા! કીઆ ખદાએ ને ઘેરની એ વાત? “ દોસતારો લેઇ ગીઆ તેમાં હું શું કરે?” કાલ ઉઠીને દોસતારો ઝાનમમાં બી લેઈ જશે તાંહબી જઇ આવીને કેહશો કે દોસતારો લેઈ ગીઆ તેમાં હું શું કરૂં! મર સુવા દોસતારોના થતા! ભુસરે સુવાઓને! સુવાઓ આગલ રેહીને માહરા સાતીડાને બગારીને ધુર કરેચ. સુવાઓની જનતીનું પેટ બરે સુવાઓની! સુવાઓની સાત પેહરી સંઘાસમાં જાએ સુવાઓની! ભસતે ગીઆઓને કેહે કે તહમે સુવાઓના દોજખમાં બી થાર ના થતા. દોસદારોનુંજ કહયું કરવા માંગોચ ને દોસદારોનાજ થઈ રેહવા માંગોચ તાહરે તો

જાઓ તેજ સુવાઓને ઘેરે બારે જઇને ગગરશે ને તેજ સુવાઓની માએ બેહનો સાથે બેસીને ત્રીથી થાથા કરશે કે દેખું બી નહી ને દાઝું બી નહી. શું બોલ્યા ? "નકામી બીજાઓને કાંય ગાર દેયચ ?" અરે ગાર શું ગાર ? સુવાઓ જો માહરા હાથમાં આવે કની તો સુવાઓને ચીરીને ચાર વાટ ફેંકી દઉં ફેકી. માહરૂં કલેજું અંદરથી કપઈ જાએચ ને માહગં સીનાં ગરી ગરી જાએચ. બઇરી છોકરાંઓને સપરમે દાહરે બાહર લેઈ જતાં તો તહમુને ધધરીને તાપ આવેચ ને હાથે પગે અરી જાઓચ! હમનાં લોકોની છોકરી ને લોકોની બઇરી સાથે બાહર જવા કહયું હોય તો ધાન બી નહી ખાવા માંગો ને તે રાન નાચનીઓ સાથે અરધી અરધી રાત બાહર નાચીઆ કરો, પણ પોતાનાં બઇરાં છોકરાંનું નામ દીધું કે તહમારી આંખે મરચાંના પાટા બંધાએચ, ને લુલા તોતરા થઇ જાઓચ. પાસે નહી મલે કોરી ને જાએ બજારમાં દાગી તેમ સપરમે જેવે દાહરે બી ઘેરમાં જેમ તેમ કરીને હું દોરડાં તાણું ને એવણ જીભરૂં દોસતારો સાથે મોજ ગેરૂરવા નીકરી પરે! હું બી હવે એવી કંતરી ગેઇચ કે આઉંચએક દાહરે સારી પેહરીને તહમારી પુઠે ને પછી જોવો કે તહમારો રસ્તા વચ્ચે કેવો ફેસતો કરૂંચ ? સહવારે આભીસને મસે ઘેરમાંથી કહરાયા તાહરેજ જાણુતીતી કે કોણ જાણે આખો દાહરો કાંહ ગગરસે ને મોરી રાતે રવરી રઝરીને આવશે, પણ સપરમો દાહરો કોણ નકામો કજીઓ કરે કરીને હું દમબખશ કરીને બેસી રેહી. પેલા કેહેચ તેમ ગેઈ જુવાની ને આયો બુઢાપો ને તે પાંતીનો શાનો કુરાપો, તેમ હવે સફેદ ગીઆ ને કારા આયા તોબી જાતરૂ, ને ફાતરા, ને તમાસા બમાસા હજુર છોરતાજ નથી! તહમારે લીધે મુવાં અમે માએ દીકરાંઓ લજવઈ લજવઇને મરીએચ પણ તહમે લજવાતા નથી. જો કોઈ દાહરે મહને બહાર જવું પરેચ ને શીરીન સાતીનનો પોલકો કાહરી લાવેચ તો ધમકાવીને હું

પાછો મુકાઉંચ કે અખઈરાં ચાર છોકરાંની હવે માએ થઇ ને મહને એ કંઈ શોભે નહી. તે દાહરે લગનમાં જવાની ઉતી તે બાણુને ગારી આવીને ઉભી ને મોબેદ ઉતાવર કરવા લાગો તેથી દોરાદોરમાં કસબી તાસના બુટાનો પોલકો પેહરઈ જવાયો, પણ ગારીમાં બેઠીને મહને સુધ આવી તેથી, મરે! પાછી રાતે ઘેર આવી તાંહ સુધી લજવઇ લજવઇને મરી ગેઈ. પણ એવી લાજ કંઇ તહમુને કોઈ દાહરે આવે નહી જો. તહમુને તો જેમ ગમે તેમ રંગીલા મોજીલા થઇને ફરવા ગમે. એ તો પાસે પૈસા નથી તેથી, પણ જો તહમારૂં ચાલતું હોએ કેની તો તહમે તો સુનેરી તાસ ચહરાવેલી પાઘરી, બલુ ધાતપોતના દગલા, ને ગોલાબી સીલીકની ઇજાર પેહરીને ફરો; એવા તહમે છેઓ. હમનાં તો પેલા કેહેચ તેમ આઇજીનો આતો, મસાનકાંઠાની ઠીકરી, ને હરમાન તાહરૂં ઘી, તેવી વાત છે તેથી એમ છેલ છબીલા થઇને ફરાતું નથી. હું એ બધું સમજુંચ, સમજ્યા કે? તહમુને નખે નખ/ને રગે રગ હું ઓરખી ચુકીચ. જોઉં ના કેહોની કે તહમે તમાશામાં ઇજની પર નહી ગગરીઆતા. શું? "એ વરી કોને કેહયું?" અરે કેહે કોન મુવો? શું હું જાનતી નથી કે? બધાં લોકેલોક જોઇને હસ્યાં હોસે ને માહરી રાનની આબરૂના વાવટે વાવટા બધા માતીડા મનીખોની વચે ઉડ્યા હોસે? ઘેર આગલ રાન બઇરી ખાએચ કદડેચ કેની તે મારગ સર ઘેરમાં આવીને બેસતાં તહમુને રોગે ખાધાતા. પણ તમાસામાં જઇને તો તહમુને તરેહવાર રાંનો છીનારો આવે તેનાં મોહનાં ટીકવાં જોઇએ તે તહમારાથી દમ મારીને ઘેરમાં કેમ બેસી રેહવાય? રાંનોને કંઇ લાજ કે સરમ હોસે કે હોસેજ નહી કે જરા કંઇ હોએચ તાંહ માતીડા મનીખ વચે લાગલી કે નીકરી પરેચ? મરે મુવા સુધારાવાલાઓના થતા! તે મુવાઓએ કોણકોણનાં ઘેરો બગારીને ધુર કીધાંચ ને જુવાન જમાન ડુકતીઓને છગાવીને બે

બદામનીઓ કરી મેલીચ. કંઈ અમારા બી વખતમાં તમાશા થતાતા કે થતાતાજ નહી? બેહસ બેચારા માહરા બાપને તે ગમે તેવો સપરમો દાહરો હોએ તોબી તેવણુનો તો છોકરાંઓને તમાશો જોવા લેઇ ગીઆ વગર જીવ થોભેજ નહી. અમે ઘધેરાં જેવીઓ બાર બાર વરશની થઈ તે છતાં બસ નહી ચાલો કપરાં પેહરો કરીને બોહસ હોંસ કરીને તમાશો જોવા લેઈ જાએ. પણ તે કંઇ આજની રાન નાચનીઓની માફક માતીડા મનીખની ભીર ભચરમાં ફેરવે નહી પણ બાહર ગારીમાં બેસારી રાખે ને તબી વરી ગારીનાં વીનીજન ચહરાવીને. પછી પોતે બેહસતી અંદર જઇને તરેહવાર રમકરાં ને જાત જાતની મીઠાઇઓ લેઈ આવે ને બધાં મોહટાં નાહલાંનો જીવ જાને એ ધરી ખુસ ખુસ કરે. પણ તહમે તો જાતરા તમાસામાં જાઓ તે પોતાનોજ જીવ ખુશી કરવા જાઓ! તહમુને કાંહ બચ્ચાં છોકરાં વાહલાં છે? તહમુને તો પેલા કેહચ તેમ સરદાએ કીધી સાન ને મુવા મસરબાન તેમ ધોતા ધાતા ફ્રીને પોતાનાજ જીવને, સુખ દેખારવાની ગરજ છે પછી મુરદાં બેહસ જાઓ કે દોજખ જાઓ. એમ ધોંગ કરીને ધોંતઈ—

*,* હ્યાં ભીખાજી ભાખરા પોતાની તરફથી જણાવેછે કે એકુ પેગ વધારે લીધેલો હોવાથી હું તો ઉંઘમાં પડયો જેથી બેહસ્તન આગલ શું બોલી તે મહને માલમ નથી."





## ૨૧.

## બકરી ઈદને દાહડે પાવલે રતલ ગોશત આવ્યું.

જોવો રે માએ, પાવલે રતલ ગોસ! મુવો વેહવારીઓ ખાએ કે મુવો દીવારીઓ ખાએ. રોજ ઉઠીને કેહતાં મુવું મોહનુંબી ઘસઈ જાએચ કે ભીખાજી તહમે બજારમાં જાઓ, મુવાં માણસને આધારે ના બેસી રેહો. મુવા માણસો તો બજારમાંથી જેમ ખવાએ તેમ ખાએ. પેટનો દીકરો બજારમાંથી કંઈ નહી તો પાવલોબી ચોરી કરે તો મુવાં બે બદામનાં માનસો તે નહી કરે? પણ તહમે તો બસ સહવારના પોહરમાં ભનવાના ધોંગ ધતુરા લેઈ બેસો તે તહસુને બજારમાં જવાની કાંહથી ફુરસુદ મલે? મુવા પારકાઓને હાથે જેમ ગમેચ તેમ ઘેર લુતાએચ. કોઈ દાહરે પાવલે રતલ ગોસ સાંભરીઉંતું? પેલા કેહેચ તેમ કે હતાબી દેવાના પણ મુવા સુનતાબી દેવાના? આજે બકરી ઈદ થઈ તો શું થયું! એ તો મુવા કાસમે એ મસે દારૂ પીવાના પેસા ઉનચા કીધા. જો હવે હું તહસુને એક વગીનું કહી મુકુચ. કંઈ ઘરીએ ઘરીએ હું રાન મદઈનો જીવ તોરવાની નથી. કાલથી સહવારના પોહરમાં ઉઠીને નાહ્યા નહી નાહ્યા કે બજારમાં ગગરી મરજો, પછી ચાહે બાહેની વાત. ચાહે રાન કંઈ નાહસી જતી નથી. તહમારૂં જે ભનવા ગનવાનું હાએ તેબી પછી કરજો, આખો દાહરો પરેલો છે. નહી તો ધોંગ કરીને ખરી બ-

પોર સુધી ધોંતઈ ના રેહતા. હા, હું તહમુને કેહુંચ. ક્રેમકે તહમુને તો એવી તેપ પરેલી છે. જાહરે કામનો દાહરો હોએ તાહરે તહમુને ઉંઘ આવે, માથું દુખે, તાપ આવે, હાથ કપાએ, ગુરા અરી જાએ, ને બીજું તરેહવાર થાએ. વાસતે કાલે જો કંઈ એવાં ધેલાં કાહરીઆંચ તો તહમારૂં કીધું તહમે જાણો. લોકોના માતીડાઓ હાથે જાતે બજાર લાવેચ તે એવું ભરચકર લાગેચ કે જાને આપરે જોયાજ કર્યેં કે જાને પાંતી ખાલી થતાં થાએજ નહી. નહીતો કે કેહસે ફરીથી કામ સોપેજ નહી કરીને દમરીની દોસીને દુકાનીની હજામત ના કરી આવતા. કંઈ ધુર જેવું લેઈ આવીને નકામી હેલકરીની હેલ ના ખરચાવતા. તહમુને તો જરા જગમાં સાહેબી કરતાં ઘણી આવરેચ. તે દાહુરે કાસમને ઘી અપાવીને એખલો મોકલ્યો! તો શું સાથે આવતે તો તાંતીઆ તુટી જવાના ઉતા કે? મુવા કાસમે મન ઘીમાંથી કંઈ નહી તો બસેર તનસેર ઘી કાહરીને મુવાના કોઈ બાપ કાકાને આપીઉં હોસે. ઘી જોતાંને વારજ માહરી તો નજેરમાં આવુંજ નહી. હજુર સાબાસ છે માહગં ભીખઈ માસીના ફરઝુનજીને! બચારા સહવારના પોહરમાં એક ગમ વસીદો કસતી કીધી કે બીજી ગમ હાથમાં જમીન લેઇને બજારે નીકલેલાજ છે. ને તેબી વરી કંઇ તહમાગી માફક લોકોને ચેહગે દેખારવા જતા હોએ તેમ પાગરા દગલા પેહરીને નહી પણ બદીઆન ને સપાત પરજ; ને ગરમીના દાહરામાં તો બીચારા બદીઆન પેહરવાબી ઉભા નહી રેહે. ને બજારતો જાને જાને એવી લાવે કે બધો હાથબી ઝુમઈ ઝુમઈ જાએ! ગોસ તો નરૂં બરફી જેવું લાવે! ને માછનો તો ઓરખી રેહલીઓ તેથી એવી તો તાજી કાકરી જેવી માથલી આપે કે હોએને વાત. લેવની તહમે બી છેઓની. કોઇ કધી જો બજારે મોકલીઆ હોએ તો મુવાં રરતાંને હસાવી આવો, ને કોચમરી લાવો તો મરચું નહી ને મરચું લાવો તો કોથમરી, નહી.

પણ એ તો માહરાં રાનનાં હાથનાં કીધાં મહનેજ રાનને હૈએ વા-ગેચ. વાંક જોસો તો માહરાંજ છે. માતીડાંઓ જે બગરીને ધુર થાએચ કેની તે રાનો બઇરીઓથીજ થાએચ. હું તહમુને જો પોહલેથીજ છગાવતે નહી કેની તો આજે તહમે એવા કોરા કક-રતા રેહી જતે નહી. મુઈ રાન માયે નાહનપણુથીજ જીભરૂં જીભરૂં કરીને છગાવીને છાપરે ચહરાવી મુક્યા તાહરે આજે આ-એ મહને વેઠવું પરેચ. તે રાન ચોટલાબરી આજે હોતે તો તેને દેખારતે. શું ? "માહરી માએને ગાર ના દે ?" અરે જો-વોરે કોઇ આએનું લાગી આવેચ તે ! રાને પોતાના ચાલતા વ-ખતમાં માહરી પર કરવાનું કંઈ બાકી નથી રાખ્યું ને જેમ થવાયો તેમ મહીરાંમુઇએ દોર કરી લીધો ને તે રાનનું એવણુને લાગી આ-વેચ ! પાથલી રાતે તન તન વાગે રાન કકરતી થંડીમાં હાથમાં ખુ-તારો ને પાનીનો હાંદો આપીને ઓટલો ધોવા મોકલતીતી. નહી જોય કે તાપ આવેચ કે નહી જોય કે માથું દુખેચ. કોઇ દાહરે વરાર કાહરીએ નહીં ને કાહરી હોય તો જોઈજ લેવાં રાન ગુનેહગા-રનાં તોફાન. અરે ગાર શું નહી દેય ? દેવસ ને ફેર દેવસ. હું કંઇ છોરસ કે ? એ તો જેની પર પરે તેનેજ લાગે. રાને માહરી પર જુવાકી કરવામાં કંઈ બાકી રાખીઉંચ કે ? પેલા કેહેચ તેમ સુરતની રાન એવી મારી કે ખુન કરીને કુટવા ચાલી તેમ રાન બાહર તો લોકો આગલ એવું દેખારે કે વહુ પર ઘરૂંપરૂં છે. એ તો આજે બુધવારનો દાહરો હું મદઇનો જીવ કુહરાવતી નથી. પન હું બોલવા પર આવસ તાહરે કંઇ છોરવાની છઉં કે ? શું ? "ચાલ, સેતાન દાભો કર" ? હા, આજે તો હું દમ બખમ કરીને ભેસી રેહુંચ, પણ હવે પછી કોઈ દાહરે એની વાત.

*** ભીખાજી ભાખરા ત્યાં નોધ મારેછે કે બેહસ્તનને તાહડી પડેલી જોઇને બજારની બાબદમાં આપરે તો હાજી હા કીધું. શું કર્યે ? દર્યામાં રેહવું ને મગરમે વેર કેમ રખાય ?



૨૨.

## દીવારી જેવે દાહરે બી સુવો જીવને કુહરાપો.

કાંએ ભીખાજી! આજે વાઘબારસ થઇ ને તહમે હજાર રૂપીઆ લાયા નહી? એટલા વાસતે તો મેં તહમુને છેક ગીએ મહીનેની યાદ દેવારીતી કે પછી કેહે નહી કે મહને અગઉથી યાદ કેમ નહી દેવારી. શું? "હમનાં રૂપીઆ બનશે નહી. હાથ ભીરમાં છે?" ઓ લેવોરે! એ તો સાફ શોખ નાખે કેહેચ કે રૂપીઆ બનશે નહી! તાહરે મહને રૂપીઆ જોઇએચ તે હું કોણુની પાસે જાઉં? શું રસતેના ચાલતાનો હાથ ધરીને તેની પાસે માગું? હાથ ભીરમાં છે તેનું મહને શું, કેહોજ? રૂપીઆ ઉદારીએ નહી ને જાંહ ગમે તાંહ ખરચીએ નહીની. પૈસાને પૈસા કરીને ગણયે તો હાથ ભીરમાં બી નહી રેહે ને બીરમાં બી નહી રેહે. તહમારા હાથને તો કાનું છે તેમાં બીજાં શું કરે? તહમારા એવા ઘોંગ બોંગ છોરી દેજો ને સપરમો દાહરો નકામો તહમારી સાએ મમઇનો ગનનો જીવ ના કુહરાવતા; હો, તહમારૂં કીધું તહમે જાણો. હું તો રૂપીઆ લેવાની ને ફેર લેવાની. કંઇ બીજો દાહરો હોતે તો લેઇ ચલાવતે, પન દીવારી જેવે દાહરે માંહરાથી કંઇ એમ દોડદાં તનાય નહી. કાલે ધનતેરસ જેવો દાહરો છે ને ધન નહી ધોઉં તો આખું વરસ સુનું હાએ અફસોસમાં જાએ, તેથી હું તહમુને સાફ કેહુંચ કે મુંબઇ બેંકમાં જઇને નવા કોરા પચાસ રૂપીઆ, પાંચ રૂપીઆની નવી કોરી ચવલી, પાવલી, ને

પાંચ નવી કોરી સુનાની ગીની લઇ આવજો, ને નહી તો પછી તહમે જોજો કે તહમારા કેવાં હાલ થાએચ તે. નહી તો કોઇનું ઉછીનું પાછીનું કરીને તાહરો કોદર, તાહરો દારૂ, ને હું નાચું તે કેવો વારૂં, તેવી વાત ના કરતા. દીવારીને દાહરે લાઇત જોવા ગારી જોઇશે તેની કંઇ ગોઠવન બોઠવન કીધીચ કે કીધીચ નથી? જો વરી કંઇ ગીએ વરસની માફક પાંચધોની પરનું ખરખરીઉં ના લેઈ આવતા નહી તો રસતા વચે હેરાન થવું પરશે ને લોકે લોક નામ ધરશે. જાફર સુલેમાનની નહી તો લધા ઇભરામની ગારી લાવજો, ને કેહજો કે ઘોરો સોજો જેવો આપે. હજુર તો સુવાં કપરાંની પાંતીનો બરાપો કરવાનો રેહેલો છે. મને હમનાથી ફકર ને ચંતા લાગેચ કે હું શું પેહરસ ને છોકરીઓને શું પેહરાવશ. તહમે જોજોની લોકો કેવાં કપરાં ચપરાં ને ઘણનાં ગાંઠાં પેહરીને થનથન કરતાં નીકરશે, ને હંઇઆં તો નહી મલે કપરાં કે નહી મલે કાનમાં પેહરવાની ખોટી કરી તે સુવાં જને જન નામ ધરશે. પ્રાસેનાં વીરબઇજી પાસથી બીલીઆનની બુટી મંગાવવાની ઉતી પણ તેવણ તો કાલે આયાંતાં તે અગઉથી કાન ખોલી ગીયાં કે માહરી છોકરીઓ દીવારીની લાઇત જોવા જવાની છે તે આજથી સારીઓ પર કોર ટાંકવા ને ઘણનાં ગાંઠાં સાફ કરવા પરીઓચ. દોલીખેહલીનાં જીવણઇએ તો આસમાસ દીવારીને વાસતે છોકરીઓની સારીપર ટાંકવાસારૂ ચલકની કોરો ભરાવી, ને સીદીઉલફાઇલનાં શીરીનબઇએ મોતી જગજીવનને તાંહ દીવારીને વાસતે એવો તો પોલકો સીવાયોંચ, એવો તો પોલકો સીવાયોંચ, કે સુવો ઊંધમાં બી તેનો તે યાદ આવેચ. હું શીરીનબઈ સાથે હસી બી કે મરે લોકો લાઇત જોવાને બદલે તહમારો પોલકો જોવા પરસે. દીવારી જેવો દાહરો છે તેથી જો કંઈ મોરીનસને તાંહથી આઇસકીરીમ બાઇસકીરીમ મોકલ્યું નથી તો પછી તહમારી મઝા જોઇ લેજો. તહમુને જોઇએ તો તહમે

કલબ બલબસાં ગગરજો પણુ ઘેર આગલ સપરમો દાહરો મો-હનું સીથું કરવા સુગા સુગા આઇસ્કીરીમ મોકલજો. નહી તો રસ્તીનાં આંસુ નુછાવવાને ખાતર દાબી દાહરમાં માય એટલું ના મોકલતા. મઝાનું ખચખચ થતું ચાર શેરનું પીપ મોકલજો કે છોકરાંઓ ધરઇને ખાય. એ બીચારાંઓ કાંહ ધરી ધરી ખાવા માંગેચ કે તેની વાત ? ચરરર મરરર ચાનજી થઇને કાંહ ચાલ્યા ? આજે આભીસમાં તો છુટી સુવેલી છે. શું ? "જરા કામે બાહાર જાઉંચ." બાહર જાવોચ તો ભલે જાઓચ, પન મેં બધું કેહયુંચ તે યાદ છે કે ? કે નહી તો એક કાને સાંભરીને બીજે કાને કાહરી નાખ્યું ? કંઇબી કરીને, પછી કારા ચોરનુંબી કરીને, અ-મોલા અમોલા મહને સાંજ પરતાંમાં પૈસા લાવી આપજો, સમ-જ્યા કે ? નહી તો પછી વાત વધી જસે. ને લોકો નકામી ફજેતી જોસે.

* * ભીખાજી ભાખરા ત્યાં જણાવે છે કે;—બેહસ્તને સરપમે દાહડે રન બચાવવાનું આએ રનસીંગહું વગાડેલું તે સાંભ-લીને આપરે તો એવા ભડક્યા કે બાહરથી કહડાવીને બેહસ્તનને ઝાંસ્યા કે બેહસ્તન તાહરી મીઠી રેહે.





૨૩.

## હોમલીબાઇની નરણની દીકરીનાં લગન.

મરે રાંડો સપરમો દાહરો કાંહથી ઘરો પખોરી લેવા આવીઓ? રાનને તાંહ લગન છે તે કંઈ નાચી રેહીચ, કંઈ નાચી રેહીચ, કે જાને જાને ઘર પર દોક રાખતીજ નથી. જોવોરે માય! રાન જીઠઇએ સહવારથી તેરૂં કરવા આવી ને રાનને દુનીઆના કાયદા પરમાણે જરા મેં ના કેહયું કે મારાથી બનસે નહી, માહરી તબીઅત જરા ઠીક નથી, તો પગે હાથે પરવા ને સમ સોગન ખાવાને બદલે રાન મહીરાંસુદ બસ લેઈ પરી કે ચાલો વારૂં તહમારાથી નહી બનતું તો છોકરીઓને મોકલજો. પણ રાન અસતે ગેઈ! રાન તાહરાં માટી મહીરાં મરે! તે રાન જરા પગે પર, રાન જરા સમ ખા, જરા સોગન ખા, જરા રાન ગરે લાગ. શું હું રાન કંઈ ભુખેમરતી ઉતી? હું શું રાન કંઇ તીમલી ઉતી કે મહને આએ પરમાણે ખરતી કીધી? મુવાં મજુરડાં ને પાણી ભરનારાં જેવાં બી પેહલે તો નાજ કેહે ને ઘણા નહી તો થેરાબી કાલાવાલા કરાવીનેજ આવે. કંઈ અમેબી લગનનાં તેરાં કીધાંચ ને કર્યેચ કે કરતાંજ નથી? લેવોની, તે દાહરે ઘનામાસીની જાઇને તાંહનાં લગનનાં તેરાં કરવા હું ગેઈતી, પણ હું કંઈ એ રાનની માફક લોકોની ઘેર બેઠાં ઇજત આબરૂ નહી લેઇ આવી. નવરોજી નવાશેઠને તાંહ તેરૂં કરવા ગીઆં તો તેવણની બઇરીએ તો ના કેહયું કે માએ હું કેઠે જતી નથી.

પન શું તેટલાંથી રાન તહમારી બેહનની કાની અમે, વારૂં માએ, જેમ મરજી કરીને પાછાં ફર્યાં કે ? હું તો લાગલી પગેજ લાગી કે વારૂં માએ, ગરીબને એટલી શોભા આપશો તો બધી સરી જવગ્. તેટલાંથીબી તેવણ નહી સમજ્યાં, પછી મેં તો સમ ને સોગંન ખાધા કે માએ મહને રરે, મહને પથર પર પરેલી જોએ, માહરાં ચાહરમનું બોતું ખાએ, તાહરે જેમ તેમ હા કેહ્યું કે વારૂં માએ, ગારી મોકલજો. આએ તો રાનને જરા જુઠઇએ ના કેહ્યું તેટલાંજ રાન લેઈ પરી કે વારૂં ચાલો, તહ-મારાથી નહી બને તો છોકરીઓને મોકલજો. રાનને કેહ્યે કે આ-વસે છોકરીઓ તાહરો કોઈ વીઆર છોકરો સરસે તેને બેસવા. માહરી છોકરીઓનાં નામ પરથી રાનને ઓવારી સુકું રે રાનને ! રાને જેવો સપરસે દાહરે માહરો જીવ કુહરાવ્યોચ તેવો રાન તાહરો જીવ સારે ઠરે કુહરાપામાં ને હાએ અફસોસમાં પરેરે ! શું ? "સપરમો દાહરો માહરી બેહનને ગાર ના દે ?" અરે રાન બેહન-ની થતી ભસતે જાએ રે રાન ! એ રાને માહરી, પર, ખુબી કર-વામાં કંઇ બાકી રાખીઉંચ કે ? રાન મહીરાંસુદએ માહરી પર તરેહવાર દોર ચલાવી લીધાચ. ને રહી સહી તહમારી રાન માયે માહરી પર ઝુવાકી કરવામાં કંઈ બાકી રાખ્યું નથી. એ બધું જાહરે હું યાદ કરૂંચ તાહરે માહરાં કલેજામાં દાહમ લાગેચ દાહમ. તહસુને તો રાંડો માએ બેહનોનું લાગી આવેચ, પન કંઇ બઇરીનું લાગેચ ? માએ બેહનો તો રાંડો નાતરે ગેઇ-ઓ હીરા મોતીની ને બઇરી તો રાન ખાસરકુતી તેથી તહસુને કંઇ બઇરીનું નહી લાગે ! રાનની વેહવાને મામીસાસુને વાસતે વાગો મોકલ્યો તેબી રાન દોજખની દેવીએ પોતેજ ઉંચો કીધો, ને જાહરે વાર જોઇ જોઇને મેં મોહને ચહરીને મંગાવ્યો તાહરે રાને કોણ જાને કેટલી હાએ અફસોસથી મોકલ્યો: ને તેબી વરી રાને વાગામાંથી સોજું સોજું કાહરી લેઇને રાનની આઇબાઇના

દોરા બારવા, સુવાં મજુરડાં ભીખારડાં પેહરે તેવું બધું મોકલીઉં. વાગામાં વેહવૌને રાને બાર્ખીની કોર સાથની બધી ભરેલી સારી સુકીતી તે રાન પેટબરીનીએ કાહરી લેઇને ચીકનની કોરનો કરપ સુક્યો. વાગામાં ચોલીને વાસતે કસબી ખીનખાબનો બે વારનો કટકો ઉતો તે મહીરાંસુઇએ કાહરી લેઇને ઉતાર પર સુકે એવી સાતીનનો ને તેબી એક વારનો કટકો સુક્યો. રાનને કહીએ કે એ બધું રાખી સુકજે ને તું ને તાહરી દીકરી નાતરૂં કરે તાહરે વાપરજે. રાનને તાંહ હોરમજરોજે આદની ગેઈ તાહરેબી રાને માહરો જીવ કુહરાવેલોછે. રાન માતીડાઓ આગલ સહી સીટીઓ સાથે નાચવાની ઉતી તેથી સહી મીટીઓને પોતે તેરૂં કરવા સુધતી, ને રાન કારસખોએ મહને તેરૂં કરવા નાહલી ડુકતીને મોકલી! સુવાં વરધવરાં વેંહચીયાં તાહરેબી રાને અસસા પોતાના જીવને બારોયો. રાને લોકે લોકને તાંહ પાંચ પાંચ ને સાત સાત વરધવરાં મોકલીયાં ને માહરાં ઘેરને નામે પેતબરીને દુખ્યું તેથી સુવાં ગણતીનાં તન વરધવરાં મોકલીયાં, બે આખાં ને એક ભાગેલું! વરધવરાંની મોકલતી તું મરે, રાન! રાન, તેં આએ મહીને દીકરીનાં લગનનાં વરધવરાં મોકલીયાં ને આવતે મહીને તે રાનના માસીસાનાં ચપતાં મોકલજે. ચાલો, હું કેહુંચ સાફ તસુને. તહમે તહમારે સુગા સુગા બેસો નહી તો વાત વધી પરસે. એ તો જેને દાઝે તેનેજ લાગે. હું ગાર દેવાની ને ફર દેવાની! કલેજું કંઇ તહમારૂં નથી બરતું, માહરૂં બરેચ. વારૂં જોવો, પછી કેહસે કે મહને કેહપું નહી. હું અગઉથી તહસુને કહી સુકુંચ કે જો તહમે સુવાંઓને તાંહ સાજનમાં કે જમવા કેઠબી ગગયાચ તો તહમારૂં કીધું તહમે જાને. એની પરથી પંચાતી વધશે, વાસતે ખુબ યાદ રાખજો. શું? "મંચેશાને પરામીસબી થઈ સુકો?" આગ લાગે રે તહમારી પરામીસને ને બરામોસને! પરામીસ કોણ રાન? મોહતી પરામીસ લાયાચ! જાઓ સુગા સુગા

બેસી રેહો, નહી તો હું જો છેરાવસ કેની તો પછી સગા બાપ-
નીબી નથી થવાની જો.

*** ભીખાજી ભાખરા હ્યાં નોંધ કરેછે કે બેહસ્તનના
તાપ.આગલ નાચાર થઇને લગનને ત્રણ દાહડા હતા તેમ હું તો
ધીંગ કરીને ખાટલે પડયો અને માહરા બનેવીએ લગણને દાહડે
પાંચ પાંચ તેડાં મોકલ્યાં પણ હું જાઉં તો બેહસ્તન રખે છેરાય
કરીને મેં તો સેતાન હાભો કરીને કેહવાડયું કે શું કરૂં નાચાર
છઉં, તબીઅત સારી હોતે તો જરૂર આવતે.





૨૪.

## હોસલીબાઈ બીચારાં સીક પડયાં.

ઓ કોઇ લેઓરે ! અરે મરી જાઉંચ રે! અઃ—અઃ—અઃ ઉં–ઉં–ઉં–ઉં. મરેરે! ભીખાજી કાંહ ગીઆ? ઓ ભુસું રે! માહરો જીવ જાએચ ને કોઇ ઝાંખીને જોતુંબી નથી. પણુ એ માતીડાની સુધ બુધ કાંહ ઉદી ગેઈ? જોએચ કે હું રાત બધી સુતી નથી ને એ દગલી પાઘરી પેહરીને કાંહ ગગરી મરો-ચ? શું? "બજારમાં જાઉંચ!" અરે તહમારી બજાર મરે પેહલી રાતે ને તહમે મરે પાછલી રાતે! હું મરી જાઉંચ ને બજારમાં કાંહ ગગરી મરો-ઓ-ઓ-ઓચ? બજાર પર સું વીર પરી જાએચ? જાઓ, સુગા સુગા રાંધનીમાં જઇને સેકનું પાણી ગરમ કરી લાવો.' માહરી છોકરીઓ જયારની ઉઠીચ ત્યારની રાંડો પટકઇને દુશમન મરી જાએચ. સુવો દોલોબી ગામ ગીઓચ તે જાને મુવાંને મલવા ગીઓચ. ના કેહયું હજાર વખત કે માનસોને સુવાઓને રજા ના આપી મરો, પણ જાને મુવા સગા વાહલાઓ થતા હોય તેમ તે લોકોનું ને તે લોકોનુંજ તહમુને તો લાગેચ. આજે દોહર દોહર મહીનો થયો જે દાહરનો સુવો કહરાયોચ તે દાહરની અમે માએ દીકરીઓ પટકઇ પટકઇને વાજ વરીએચ, ને ઘેરમાંથી સુવા દાકતરનો પગ નીથતોજ નથી.

રાતનાં ખડદાયલાંવાસનબી એમનાં એમ ચોતરા પર પરી

રેહ્યાંચ. જાઓ, થાસકુત ખાસકુત કાહરીને લેંયો કછાતીને વાસન પર હાથ ફેરવી નાખોઃ છોકરીઓ ધોઈ નાખશે જા ચોતરામાં બેસીને તહમારી આઇબાઇનાં સીનાં ગારીને વાસનને પસવાથો ના કરતાઃ રાખની સાથે વેહર છલાં લેજો ને વાસન જાને ઓરા પર એવાં ભાર મુકીને ઉજારજો. ઉઠો તાહરે બધો ચોતરો ણુતારાએ ચોરી ચોરીને ધોતા આવજો. નહીતો અરધી હજામત કરીને ઉઠી જતા ના. શું ? "મહને ખરાબ લાગશે"? અરે મરેરે! આએ તો કેઠી પાક બેહાઇ! ઘેરમાંનુ કામ કરતાં ખરાબ લાગસે? અરે મુગા મુગા જઇને વાસન ઉજારોચ કે હમનાં ઉઠીને ખરાબ લાગસેનો સવાદ દેખાડું? વરી લાખે ઉઠે ને કરોડ બેસે કેની તે એવણુને વાસન ઉંજારતાં ખરાબ લાગસે! જો હંઈ આવો;ચોતરો ધોવો તેની સાથે વારો બી ધોતા આવજો. કાલેબી ધોયો નથી તેથી બધો ઘેરમાં ધંધારો આવેચ ને નાખે વાસ લેવાતો નથી. ચાલો વેકો જલ્દી કરોઃ બોલ બોલતાંમાં સાંજ પરી જશે. આજે આભીસ બાભીસ માંડી વારજો. ,ઘેરમાં બધું ખાંડી મુડીનું કામ પરેલું છે. વાસતે આજે કંઇ આભીસ બાભીસમાં જવાશે નહી. શું ? "વાસન ઉંજારીને પછી જશો?" તાહરે !રાંધશે કોણુ તહમારો બાપ કાકો આવીને? જાણુતા નથી કે પુતલીને વાસતે દાકતરે ના કેહયુંચ કે એને ચુલા આગલ ના મોકલતાં, નહી તો આંખ વધારે હેરાન થશે? તે સાથે વરી શીરીનની રાનનીપારી આવીચ ને તે અરકઇને નીચે ઉતરેતો પછી તહસુને આભીસમાં શોધવા હું કોણુને મોકલું? હજુર મહને કરૂમરે રાઇ મારવાની છે, ને માહરે વાસતે કાંજી સેરવો કરવાનો છે ને તહમે આભીસમાં ગગરી મરો તો પછી કોણુ તહમારી માએનો માટી આવીને તે બધું કરશે? મહને ચીડવોચ તાહરે તો સાંભરો. હજુર તો સુવા ચોખા ચુંટવાના છે. ગેઇ કાલનો ખંડુસ ગરમ પાણીમાં ભીજવી મુકયોચ તે સુવો કો-

હી બી ગીયોં હોસે. જાઓ સો કામ મુકીને તે ધોઇ નાખો ને નીચવીને વખાતો કરો કે સાંજ પરતાં સુકઇ જાએ. મુવો ચોખાનો આટો બી થઇ રેહયોચ. બજારમાં જાઓ તાહરે પાએલી ચોખા લેઇને રામલીને ઘેર આપતા જજો ને કેહજો કે બે વાગતામાં આપી જાએ. નહી તો ચોખા આપવા જવાને મસે તે રાન કસબન સાથે ખીખી ખાખા કરવા ના ઉભા રેહતા. હા, તહમુને તો તેપ છે તેથી કેહુંચ. મારગ સર જજો ને મારગ સર આવજો, નહી તો જોજો કે તહમારી શું વલે થાએચ. લેઓ, હું ખુરસી પર બેસુંચ તેટલાં આટલો ધોલીઓ પાંથરી નાખો. ગોધરાંમાં માકર હોય તે જોજો, રાત બધી મુવા મહને ખાઈ ગીઆચ. તહમે તો મકૃતનો મલે તે ધીચી આવીને પરો તે તહમુને કંઇ જણાય નહી કે માકર શું ને બાકર શું, પણ રાત બધી માહરો બધો દમ જતો રહયોચ. ચાલો વેકો, ને જલી માહરે વાસતે સેકનું ગરમ પાણી કરી લાચો. કોઈ અમસું પોતાનું કુતરૂં "સીક" પરતું હોસે તેની બી વધારે માવજત કરતું હોસે. પણ તહમારી બઈરી જેવી બઇરીથી આજે બએ દાહરા થયા થાંમાએ રેહવાતું નથી, ને તહમે તેને નહી પુછતા કે તે મરેચ કે નહી પુછતા કે તે જીવેચ. રાન તહમારી માએ જાહરે સીક પરતીતી તાહરે કેવા તહમે બધું વહીતરૂં કરતાતા ને શો કામ મુકીને તે રાનનો ખાટલો ધરીને ઉભા રેહતાતા? તે રાનની તો તરેહવાર ચાકરી કરતાતા, બસ એક હુક ઝીલવાનુંજ બાકી રાખ્યુંતું. તે ભસતે ગેઈ રાન જરા જરામાં મક્કર કરીને ખાટલે પરતીતી ને ફરતાં ફરતાં પાસે ચાકરી કરાવતીતી. જો જરા આપરે રાનના ધોલીઆ આગલથી ખસ્યાં હોઇએ તો વાહલાંસુધ આસમાન ધ્રુંજાવતીતી ને રાન કારસખી ઘરીની વચમાં આયાં ગીયાંના દેખતાં પાણી કરતાં પાતરાં કરી નાખતીતી. તે ગુનેહગારની તહમારાથી બધી ચાકરી થતીતી, પણ હું બઇરી જેવી બઇરી સીક પરી-

ચ ને કેહુંચ કે આટલાં વાસન ઉજારી નાખો તો તહમુને બધું ખરાબ લાગી જાએચ! પણ હું બી કેની તે પોહચેલી છઉં, તહમે એમ ના સમજતા કે કંઇ ભોત સોત છઉં. તહમુને બારે ગાંઠ હું જાણી ચુકીચ હવે. ઘેરમાંનું કામ કરતાં લોકોના માતીડાઓને ખરાબ નહી લાગતું ને તહમે દેવનું ડોકું આયા તે તહમુનેજ બધું ખરાબ લાગી જાએચ; નહી? પેહલે મારના જીવનજી બચારા પાછલી રાતે ઉઠીને ઓટલો વટીક ઘોએચ તે કેમ તાહરે? તેવણને તો નહી ખરાબ લાગી જતું? તેવણ બી કંઇ આભીસમાં જાએચ કે તહમેજ ઓવદ નવઇના જાઓચ? આજે તો હું સીક છઉં તેથી કંઇ બોલતી નથી ને તહમારૂં સાંભરીને સુંગી સુંગી પરી રેહુંચ પણ જો ફરીથી મહને કેહયુંચ કે ઘેરમાનું કામ કરતાં મહને ખરાબ લાગેચ તો રસતા વંચે ઉભી રેહીને ફજેતી કરવામાં કંઇ બાકી નહી રાખસ. સમજયા?

***બીચારા હારમાર થયલા ભીખાજી ભાખરા આએ વાએજ પર નીચે પરમાણે નોધ કરેછે:

રખે બેહસતન વધારે તોફાન મચાવે કરીને આફીસમાં સીનોરપર ચીઠી લખી કે "માઇ મીસીસ વેરી સીક;" ને પછી આપરે રાંધણીનાં બારણાંને અંદરથી સાંકલ દેઇને લેંગો ખોસીને ઉગાડા પગે વાસણ ઉજારવા બેઠા, તથા વાસણ ઉજારી રેહીને વારામાં જવાને મસે વારાને બી અંદરથી સાંકલ દેઇને વારો ઘોયો. અમારી ઉપર કાતર્યું હતું ત્યાં વારો હતો નહી તેથી કાતર્યાપરનાં ભારૂત બી અમારોજ વારો વાપરતાં હતાં; અને એતેફાક એવો બન્યો કે પેસતનજી જેવણ કાતર્યાપર રેહેલા હતા તેવણ નીચે વારામાં આવ્યા અને વારાનું બારણું અંદરથી બંધ જોઇને તથા અંદરથી સુતારાનો અવાજ આવતો સાંભલીને તેવણે મોહટે બુમ પાડી કે "એ બાણનું બંધ કરીને કોણ વારો

ધોએચ? " આએ સાંભલીને માહરાં તો હાંજા ગગરી ગયા કે ચાલ જા બધી આબરૂ આવટે જાએચ, તોપણ હીમત રાખીને હાથમાંથી સુતારો સુકી દેઇ અંદરથી મેં ઉં-ઉં- કીધું જેથી તેવણ સમજ્યા કે કોઇ વારામાં ગયું છે અને તેથી તેવણ પાછા ફરયા કે લાગલો કે ચોરની માફક હું માહરા ઓરડામાં ભરાઇ ગયો.





૨૫.

## બીચારા ભીખાજીને હાથે પાણીનું માટલું ઉજાગતાં ભાંગી ગયું.

ચાલો ભીખાજી, હજુર તો આબીસનો વખત થવાનો છે તેટલાં પાગરે દગલો ઓરવીને કાંહ ગગરી મરોચ ? જોતા નહી કે અમે પાથલી રાતનાં ઉઠીને કામ કરતાં કરતાં પટકઈ જઈએચ તે ? કેહસે રખે કામ સોંપે કરીને તહમે સકારામાં કાંહ સતી જાવોચ ? ઓચ્છે દેતા કે દસ વાગસે ને ,મુવો નર બી ચાલી જસે, વાસતે જાઓ જલદી દગલી પાગરી ઉતાગી, બદીઆનની બોંચ્છે ચહરાવી, લેંગો કછાટીને ઓપરા'ઓરડાનું ને છોકરીઓના ઓરડાનું માટલું ભરી નાખો. જો માટલું અંદરથી હાથ ઘાલીને ધોજો, મન મન લીલ ચહરીચ. લેવો આચ્છે છલાં ને રાખ ઝાંસુંચ તે પકરો ને જાને જાને ઓરા પરે તેવાં ઉજારીને ધોજો. પાની ગારવાનો કટકો જાંહ હોય તાંહથી સોધી કાહરજો ને કટકામાં પાની ઝીલજો. ચાલો વેકો, જોયા સું કરોચ ? બઇરાંઓ વચ્ચે બેસીને ખીખી ખાખા કરવા મુકયા હોય તો ધાન બી નહી ખાવા માંગે ને જરા રતી કધી મધી કામ સોંપીઉં તો તહમાગી આઇબાઇનાં સીનાં ના ગારો. કેમ ? સું છે ? એમ સુના સાવજ થઇને ઉભા સાના ? નહી કરવું હોચ્છે તો ધસીને ના કેહો કે તેનો ઉપાય થાય. તહમારા બાપ બં-

ધેવી કામ કરનારા ઘના સલેચ. શું ? "નહી રે હું કાંહ ના કેહુંચ ?" તો ચાલો તાહરે ઘસીને પેટમાંનું પાની હીલવો.

(ભીખાજી ભાખરા ખીચારા સુંગા સુંગા લેંગો કછોટીને ચોતરાની પાર પર અકરૂ બેસીને ચોતરા પર જરી લીધેલી કાલા પથરની ખભરાયલી લાદી પર પાતીઉ મુકયા વગર માટલું ઉજારવા પડયા, જેથી માટલાંને પડી તરેલ, અને જ્યારે તે તરેલવાલાં માટલામાં નલ તલે પાણી ઝીલ્યું અને દોકમાંથી ઉંચકી ભરેલું માટલું લેઈ જતાતા તેવુંજ માટલાંનું પેટાખાનું ફુટી ગયું, માટલાંની દોક ભીખાજીના હાથમાં રેહી ગઈ, ભીખાજીનું દીલ પાણીથી તરબોર થઈ ગયું ને ઓરડો તો તાપી નદીની રેલથી તનાતું સુરત શેહર બની રહયો. હવે જોઇ લેવો બેહસ્તન હોમલીબાઈના ઢમોરા.)

અરે મરે સુવા તહમે કામના કરતા ! ને તુટી પરો તહમે પાનીના ભરતા ! મકુંજે ઓએ દેતો કે નર ચાલી જસે તેથી લદધા જેવા માતીડાને ને માથા ઉપરવારી છોકરીઓના બાપને જરા માટલું ભરવા કેહયું, પન હાથના ફુટેલા ને હૈયાંના સેલાથી એટલું નજીવું કામ વટીક નહી બનીયું. એ માટલું કેમ ફુટી ગીયું ? ભસી મશેની. અરે તહમારૂં સર સંધાસમાં જાયરે ! ઓ ફીત ! કોઈ આવોરે ! માટલું તે કોન સુવો કુત્તરની લાજી પર મેલીને ઉજારતો હોસે ? ચીર તો એવી લાગેચ કે જાને જીવ લેઉંખી ને જીવ આપું બી, પછી જે થવાનું હોસે તે થઇ રેહસે. પન રખે માતીડા મનીખ વંચે મહને નરસ લાગે તેથી દમબખસ કરીને સુવું બેસી રેહવું પરેચ. ઓ જોવોરે આએ કોઈ ! સુવા કોન કોનની ખુસામત કરીને છેક બીલીમોરા વેરથી માટલાં મંગાવીઆં કે જાંહ તાંહથી બચાંઓ ગરમીના દાહરા થંડું પાની પીને આસુદાં રેહે, પન બચારાંઓનાં નસીબમાંજ નહી તે સુવા ઉસ્સા જેવા માતીડાએ પથર પર પ-

ટકીને આસમાસ સુના જેવું માટલું ભાજ્યું. રોજ રોજ એ-વણુની બરી ગેયલી નજર બાદ મોટલાં ઉજારી મરીએચ તાખી એવણનું ધક ધીઆન નહી કે મોરી પર પાતીઉં મુકીને તે પર ઉજારૂં. હું સારી પખે જાનુંચ કે એ બધા મકારે ઓરત જેવા ફેલ ફ્રુટવા છે. તે દાહરે કંઇ નહી તો ગલાસજ ભાંજ્યું. આજે કંઇ નહી તો સુના જેવું માટલું ભાંજ્યું. ગેઇ ચાંદરાતે અ-મસો પોતીકો જીવ કુહરાવવાને વાસતે તન લાઇતનું ઝુમરજ ભાંજ્યું. મુવા ખુમચા ભરી ભરીને ભોનાં કરી ઝાંસુંચ ને જોભરી મરેચ તાહરે તો ખુલીઆની માફક, ને જરા રતી કામ કરવું પરેચ તાહરે મીન મસકાના હાથ કાંહથી થાએચ? તહમે એમ ના સમજતા કે એવાં મક્કર ચક્કરથી હું તહમુને બીજું કંઇ કામ નહી સોંપસ. તહમે યાદ રાખજો કે મેં બી ભરૂચનું પાની પીધેલુંછે ને તહમારા જેવા સેંકરોને તો ગજવામાં લેઇને ફરસ. શું? "માટલું ભાગ્યું તેમાં માહરો શું વાંક?" અરે બેસી રે-હો મુગા મુગા લાજ શરમ પકરીને, નહી તો હું જો છેરઇચ કેની તો વાંક બાંક બધો અવરો કાહરી નાખસ. પેલા કેહેચ્, તેમ સોખને સાન નહી ને નકતને નાખ નહી, તેમ બોલ્યા :— "એમાં મારો સું વાંક?" જો ફરીથી એવો સોખઇનો જવાબ મને આપીઓચ કેની તો ચીરીને ચાર વાટે ઉદારી નાખસ.

*** બચારા ભીખાજી ભાખરા કેહેછે કે આપરે તો મુગા મુગા આફીસમાં સત્તી ગયા તે છેક રાતે સાત વાગે હોતલમાં જમીને ઘેર આવ્યા ને તાપ ચહડી આવીછે કરીને ઘોંગ કરીને બંદુસ માથાં વેર ઓાધીને સુઇ ગયા.



૨૬.

## ભીખાજી ભાખરા ચાંદરાતને દાહડે હોમલીબાઈ સાથે દરીએ કીનારે ફરવા ગયા હતા ત્યાં કોઈ અનજાણી, જુવાન, અને ખુબસુરત છોકરીએ ભીખાજીને દોકું કીધું.

એો ભુમું રે! હવે તો હદ થઇ. અરે કોઈ જોવ રે! હવે તો ગાં—નો છેરો માથા પર મુકીને એ માતીડાએ ફરવા માંડયુંચ સાથે બસસી પોતાની બઇરી ઉતી તેનોબી નહી કંઇ દર કે નહી ધારજી! ને છચોક લોકોની બઇરીઓ ને દીકરીઓ સાથે દોસ્તીઓ માંડીચ! અરરર! માએ, હવે કંઇ માહરાથી જીવાય બીવાય નહી જો! એ માતીડાની ચાલથી માહરૂં તો બસ નાખ નીકરી પરેચ. અરે હું સુઇરે માહરાં માબાપને પેટે પેદાનં પરતી! અરરર! આવી બેહાઇની વાત! લોકોની કાચી કુમારી ને જુવાન જમાન છોકરીઓની સાથે દોસતી ને રસતે વાતે મલા- હજો છોરીને હસવાનું! શું? "એ તો માહરા દોસદાર પેસતનજી પારખની બેહન સીપલીબઇ ઉતી?" અરે, પેસતનજી પારખ મરે પાહલી રાતે ને તહમે મરે પેહલી રાતે! એવો સોખઇનો જવાબ આપીને માહરાં કલેજાં ના કકલાવો. નહી તો હું મહ- નેબી છરી મારસ ને તહમુનેબી છરી મારસ. નાતરે ગેઇ રાનને કંઇ સાન કે શરમ હોસે કે નહી કે પરાયા માતીડાની સાથે રસતા વચ્ચે હજારો મનીખોના દેખતાં હસવાનું! રાંન એ ભ-

સતે ગેઈની આગલ તો કસબન બી હતી ગેઇ! શું "કોઇની કાચી કુમારી દીકરીને બીનશુનાહ કાંય ગાર દેયચ!" અરે, કાચી કુમારીની થતી રાન સંધાસમાં જાય રે રાન! રાન કસબન લોકોના માતીડા સાથે તે લોકોની બઇરીના દેખતાં જેમ ગમે તેમ નાચે કુડે ને રાનને "બીન શુનાહ કાંય ગાર દેયચ?" એ તો જેનું કલેજું દાઝે તેનેજ લાગે. જોવો રે માએ! કોઇ આએ સોખઇની વાત. માહરાં દેખતાં દેખત જાહરે આવી આવી છોટી ફૂટે તેવી વાતો થાય તાહરે હું નહી હોઉં તાહરે તો કોન જાને શુંનું શું એ માતીડો કરતો હોસે? એ તો સારૂં થયું કે હું કધી મધી ઘેરમાંથી બાહર પગ કાહરૂં નહી ને કાહર્યો તાહરે આએ નવો તમારો જોયો. શું બોલ્યા? શું? "ઓરખાન પારખાનનાને જોઉં તાહરે તારે લીધે શું મોહનું મનહું કે?" અરે, તહમારી ઓરખાન જાય રે જાહનમમાં ને પારખાન સાથે! ઓરખાન પારખાન! પાંચ છોકરાંનો બાપ, ને પોતાની દીકરીઓ જેવી દુકતીઓ સાથે ઓરખાન, ને પારખાન! અરે તહમે કંઈ બોલોચ કેની બોલોચ તાહરે માહરાં પેટમાં, કંઇ થઇ આવેચ થઇ–ઈ–ઇ. રાન ચુરેલે રાને ડોકું કીધું કે મહને બસ ઓંચજ ભાગી પરી ને જાને કે બસ તાંહજ માહરો જાન પટકી નાખું. પન દમ બખમ કરીને જેમ તેમ ઘેર આવી. શું? "સીપલીબઇએ દોકું કીધું તેમાં એટલું બધું તે શું છે?" લોકોની દુકતીઓ તહમુને માહરા દેખતાં દોકાં કરે ને વરી તહમે વરી સામબા બોલવા નીકરો કે એમાં શું છે? અરે જોવો રે માય, આએ ચોરી પર સરજોરી! શું? "માતીડા સલામ કરે તેમ બઇરાં બી કરે?" અરરર, સલામ! બઇરાં સલામ કરે! અરે બસ, બસ, મુગા મરી રેહો, ને નહી આવે તો કોઇનું લેઇને મરો. બઇરી જાત થઇને સલામ કરે! ને તે બી રસતા વચે પરાયા માતીડાને! એ તો રાન કસબનજ એવું કરે.

રાન ને કેહયે કે રસતા વંચે માતીડા મનીખને સલામજ કરેચ તો ઘેર કાહરોને કાંય નહીં બેસતી. શું ? "એમ તો આજે બધાં સુધરેલાં બઇરાં કરેચ ?" અરે તહમારા સુધારાના કરતા-ઓની માએને મોહને— ! મુઆ સુધારા કરી બેઠાચ નહી ? મુવા ભસતે ગીયાઓએ લોકોની દીકરીઓને છગાવીને છીનાર કીધીચ ને મુવા સુધારા કરેચ ! અરે તહમે મરેરે મુવાઓ ! આગ લાગેરે તમારા સુધારાને ! ને પેટ બરેરે તહમારી આઇબાઇઓનાં ! હું કંઇ સુધારો બુધારો સમજતી નથી. એ તહમે એમ સુધારાનું નામ દઇને એમ છટકી ના જાઓ. હું જાનુંચ બાહર જઇને તહમે સુધારાને નામે શું શું કારાં ઘોરાં કરોચ તે. હું બી તો જોઉંચ કે હવે તહમે એખલા બાહર કેમ જાઓચ. એ રાંન ભસતેગેઇ ને મહીરાંમુઇને કેહયે કે જો ફરીથી માહરા માતીડા તરફ આરી નજર વટીક કીધીચ તો રાન પેટબરીના દોરા ધરીને ખેંચી કાહરસ. જોઉંચ હવે તહમે મુવા પેસતનજી પારખને ફેર મી શી રીતે જાઓચ તે. માહરી પર ઘેરમાં જુલમ તો જુલમ પન બાહર બી સાથે લાગો જુલમ ! મહને બાહર ફરવાનો બી કરાર નહી ! ઘેરમાં તો માહરી ફજેતી રૂસવઇ પન બાહર બી તેમજ ! રાન એ નરખમાંગેઇનાં કોઈ માથેવારે છે કે છેજ નહી ? શું બોલ્યા ? "એના જેવી આબરૂદાર છોકરીઓ થોરીજ હોશે"! તાહરે ! રાન કેવી આબરૂદાર કે પારકા માતીડાઓ સાથે રસતે ફરીએ હસે ! બેહસ બચારા માહરા બાપને ! તેવણ તો છોકરીઓનો ઓરો બી કોઇ પર પરવા નહી દેશ. હું સદરાવારી ઉતી તાહરે બી જો મહને ગારીમાં લેઈ જાય તો લાગલાં કે વીનીજન ચહરાવે ને બીચારા એવા સરમઉ કે મેં સારી પેહરી તાહરથી જો કોઇ દાહરે મહને ગારીમાં સાથે બેસારી લેઇ જાએ તો કભી બી માહરી પાસે બેશે નહી. એક દાહરે હું બલની ગારીમાં સાસરેથી આવતીતી ને જરા

ગારીનો પરદો ઉંધારેલો તેવણ્ણે બારીએથી જોયો તો કંઇ તોફાન કીધાં કંઇ તોફાન કીધાં કે બોલીયાની વાત નહી. બસ કેહે કેહે ને એમજ કેહે કે તેં તો માહરી સાત પેહરીની આબરૂની બધી ધુર કીધી. બેહસતીનો ધાક એવો કે માહરાં બેહસતન માએંને માથેથી વાસન ઉજારતાં કે કચરો કાહરતાં સારીની સોર નીકરી જાએ તો બધું આસમાન તોરી પારે. તેમાં કોઈ બાહરનો માતીડો મલવા આયો હોએ તો કોણુની તાગાત કે તેને મોહનું દેખારે ? એક દાહરે એમજ બેહસતન માહરાં માએ આગલે ઓટ્ટડ સીવવા બેઠલાં ને કોઇ બાહરનું આવી લાગું. માહરાં માએ તો સીવવાનું હાથમાંથી મુકી દેઇને જેવાં દોરવા ગીયાં કે ઉંધે મસતક પરી ગીયાં તો બી પાછાં ઉઠીને બચારાં રાહનનીસાં દોરી ગીયાં ! એ તે મલાજા, ને એ તે આબરૂ ! આએ તો રાનો નાચનીઓની કાની જેમ ગમે તેમ નાચે જેમ ગમે તેમ બોલે, ને જેમ ગમે તેમ કરે ! ચાલ ભઈ પોઇસ ! ને વરી સાથે લાગી બીજાઓના માતીડાઓને બગારીને લોકોનાં સુનાં જેવાં ઘેર ભાંજે ! હું બતલાઉંચ એ રાન સીપલીબઇને ને, બીપલીબઇને. રાનનો ચોટલો પકરીને રસતા વંચે જો ના ઉભી કરૂં તો હું માહરા બાપની દીકરી નહી. ૩૧,૧૭.

*** હયાં ભીખાજી ભાખરા નોધ કરેછે કે:—બેહસ્તને છેહલ વેહલે આએ જે હરહરતા સોગન ખાધા તેથી મહને તો ધુજરાં છુટાં કે બેહસ્તનનો આવો ને આવો સવભાવ છે તે રખે ને બીચારી સીપલીબઇને નરસ લગારે તેથી આપરે તો બીહતાં બીહતાં માહરા દોસ્તદાર પેસતનજી પારખના કાન ખોલ્યા કે સીપલીબઇને ચેટાવે કે તહમે દરીયે કીનારે મહને હસીને દાકું કીધું તેની તો આએ મોહકાન થઇચ.

ફરીથી મહને કંઇ એમ ધમકાવીચ કેની તો નેન ધરીને ખેંચી લેવસ. હું માહરા સગા બાંપની નહી થાઉં તો તહમારી હું શું દરકાર કરવાની છેઉં? એ તો માહરો સવભાવ શંક છે ને માહરૂં મોહનું સુખું છે તેથી ફરતાં ફરતાંનું હું સાંભરૂંચ, નહી તો કે કોઇ બીજી જેવી હોતે તો તહમુને પંચાતીનો સવાદ સારી કાની દેખારી આપતે. આજે બોલીઆય તો બોલીઆય પણ જો ફરીથી એમ મહને દમ ભરાવીઓચ કેની તો તહમારૂં કીધું તહમે જાને. સમજ્યા? પન આએ મુવું બધુ તહમે લાયાચ તેને હું કાંહ મુકસ ? કેઈ તહમારી બેહન શાન ભસતેગેઇ નાતરે જાએચ કે તેનાં પતનો બધો સામન વસાવી આયા? અરે! જોવો રે માય! નહી મલે માહરાં દીલમાં પુરૂં પાધરૂં સારીનું ચીથરૂં કે નહી મલે માહરી ગોલાબનાં ફુલ જેવી છોકરીઓનાં દીલમાં, ને તે અપાવાને બદલે આએ નકામો નકામો ફોકટનો ખરચ કરી આયા. મુવો ચોખાવાલો ખાનને આવી આવીને ધકેલા ખાઇનૂ પાછો જાએચ ને તેને પૈસા આપવાનું થેકાનું મલે નહીં ને મોહટું ધુર જેવું ફાનીચર લેઈ આયા. મુવો કાલેજ ધોબી આવી ગીયો ને પૈસાને વાસતે પાછો વારીયો તે મુવો અમસી પોતાની માએ મમદને તરેહવાર બોલી ગીયો. ઘણું બી મુવાને સમજાવીને કેહયું કે "તુમ આતવારને દાહરે જરૂર આવીને પેસા લેકર જજે" પન મુવો જરા સસરીયો કે વસરીયો નહી ને તરકરાની કાની પેતબરીનો મોહના પર આયો કે "પેસા દેનેકુ નહી મલતા તો કપરાં સાને વાસતે ધોવારતા." મુવાને જેમ તેમ માપરના જીવનજીએ ધમકાવીને કાહરીયો તાહરે મુવો પતીયો. ઘેરને બાણુને આવીને લોકો ભર ભારતનાં દેખતાં માહરી એવી એવી ફજેતી કરેચ ને એવણ સઉ કશાંમાં ફાનીચર લેઇને નીકરી પરીયા. એ બધું કેટલાનું લાવી મુવા? શું "પાંનોસો રૂપીયાનું"? અરે જરા બોલતાં મરસાવો, મર-

આવો. માહરાં તો જોતાં જોતાં ને સાંભરતાં સાંભરતાં સીનાં ગરી જાએચ. પોનોસો રૂપીઆમાં તો એવી મજાની સારીની કસબી કોર ભરાતે કે જાને જાને ચાર ઘરી આપરે જોયાજ કરીયે ને પેહરી હોય તો ખીરાજી નીકરીયે. તહમારી જંતીનું પેટ બરે તહમારી! તે સુવા ફાનીચરવાલાને કાંહ પોનોસો રૂપીયાની ધાર પારી આયા? હંઈ આવ રે, કાસમ! નાખ આએ બધો સામન મારીઆ પર. માહરાં ઘેરમાં એ બધું જોઈએ નહી. રાન કંઈ કસબન બસબનનું ઘેર બેર છે કે ઘેરને સંગારવા સામન લાયા? બસ, નાખ મારીઆ પર એને, ને કાલે પેલા દાઉદ કસબીદોરને બોલાવી લાવજે. હું બી તો ખરી કે અમે તન માએ દીકરીઓની સારીની કોર ભરાવીયે ને પછી જોઉંચ કે તહમે કેમ નથી કસબીદોરનો આંકરો ચુકવી આપતા. એમ હું મુગી મુગી બેસી રેહુંચ તેથી તહમુને ફાવતું પાએચ, ને પોતાના સોખને ખાતર જેમ ગમે તેમ પૈસા ખરચેચ. ઉભા રેહો, જોવો તહમુને ફાનીચરનો કેવો સવાદ ચખારૂંચ તે.

*** ભીખાજી ભાખરા જણાવેછે કે:– બેહસ્તનને મેં ઘણીબી સમજાવી કે હવે તાહરા કેહ્યા પુછયા વગર કંઈબી ચીજ નહી લાઉં, પગે બી પરીયો, રરીયો બી, તો બી બેહસ્તન નાથી હા નહી થઈ ને બધું સુના જેવું ફરનીચર મારયા પર ધુમારો ખાતું નાખ્યું ને તણ કોર મંડાવી જેનો હરીસો રૂપીયાનો એકંદર આંકરો આવતે મહીને મુગે મ્હોડે ચુકવી આપવો પર્યો. હું ખરૂં કેહુંચ કે ઘેરમાં ખુરસીની ઘણી વેહલા પરતીતીને આયાંગીયાંને ઘોલીઆ પર ને તરન પર બેસારવાં પરતાંતાં તેથી બેહસ્તન પોતેજ માથું ખાઈ જતીતી કે ઘેરમાં બેસવાં ઉઠવાનું કંઈ નથી. કબત તો માહરે પોતાને વાસતે લાયોતો, કેમકે બે કબત ઉતી તેમાં એકમાં છોકરાંઓનાં કપરાં રેહતાંતાં ને બીજી

અમે બેઉ વર બઇએર વાપરતાંતાં, પન તેથી કંઇ અગતનાં કાગ-જો સુકવાની મહને ઘની અગવર પરતીતી કેમકે બેહસ્તન દરેકે દરેક કાગજ બોરતીતી. મ્હોડું જોવાની આરસી તો ઘેરમાં એકજ ઉતી ને તેની કલાઈ બધી એટલી તો નીકલી ગઇતી કે બોલ્યાની વાત નહી તેથી એક નવી આરસી લાયો. અફ્સોસ! કે માહરાં નસીબમાંજ બઇરીનાં ખાસરાં ખાવાની સરજત તે કેમ જાય?





## ૨૮.

## સુરતની રાન એવી સારી કે ખુન કરીને કુટવા ચાલી.

જાઓ, જાઓ, રાનને થીગરાં પુરી ના આપો. રાન એટલી ઉમરમાં જુથું બોલવા શીખીચ કેનીપન ભસતેગેઈને ભારી પરસે ભારી! મન જાને કે બેહનનું હેત ખાએચ પન એજ રાન બેહન તહમુને કોઈ દાહરે ફાંસી ચહરાવસે. હમનાં તો તહમે રાનને થીગરાં પુરી આપો, પણ યાદ રાખજો માહરા બોલને કે એજ રાન કારમખી તહમુને ભારી પરસે. રાન પેતબરીનું કોઇ દાહરે હું જુથઇએ નામ બી દેતી નથી ને રાને તહમુને ઉધું ચતું સમજાવીઉં કે મહને તહમારી બઇરી લોકેલોકનાં દેખતાં તરેહ-વાર બોલેચ! રાન બોલતીબી મરે ને કેહતીના બી "દીકરા દીકરી" મરે! રાન જો હંઇઆં ધરો પખોરી લેવા આવીચ તે! મહીરાં સુઈ તો કેઠી લોકોનાં ઘેર ભાંજવા બેઠીચ. રાન પેટબરી શુનેહ-ગાર મલે તો વાટમાં નહી તો સાથમાં તેમ જને જન આગલ માહરાં ઘેરની તરેહવાર વાતો કરેચ ને હું એ રાન દોજખની દેવીને રસતે વાટે કોઇ દાહરે નહી ને માહરૂંજ નામ બદનામ કરેચ! એ તો પેલા કેહેચ તેમ સુરતની રાન એવી સારી કે ખુન કરીને કુટવા ચાલી તેવી વાત લેઇ બેઠીચ. રાન "પાંથરને પાંથરને અમ્મસી પોતાની દીકરીઓનો ધરો પખોરી લેયચ. માહરી બીચારી દીકરીઓ પર કોઇનો ઓરો બી હું પરવા નહી દેઉં ને રાન નાતરેગેઇ બાહર સું બોલેચ કે એની માએ તો

અસે બેઉ વર બઇએર વાપંરતાંતાં, પન તેથી કંઇ અગતનાં કાગ-જો સુકવાની મહને ઘની અગવર પરતીતી કેમકે બેહસ્તન હરેકે હરેક કાગજ બોરતીતી. મ્હોહડું જોવાની આરસી તો ઘેરમાં એકજ ઉતી ને તેની કલ્લઇ બધી એટલી તો નીકલી ગઇતી કે બોલ્યાની વાત નહી તેથી એક નવી આરસી લાયો. અફ્સોસ! કે માહરાં નસીબમાંજ બઇરીનાં ખાસરાં ખાવાની સરજત તે કેમ જાય?





૨૮.

## સુરતની રાન એવી સારી કે ખુન કરીને કુટવા ચાલી.

જાઓ, જાઓ, રાનને થીગરાં પુરી ના આપો. રાન એટલી ઉમરમાં જુથું બોલવા શીખીચ કેની પન ભસતેગેઇને ભારી પરસે ભારી! મન જાને કે બેહનનું હેત ખાએચ પન એજ રાન બેહન તહમુને કોઈ દાહરે ફ્રાંસી ચહરાવસે. હમનાં તો તહમે રાનને થીગરાં પુરી આપો, પણ યાદ રાખજો માહરા બોલને કે એજ રાન કારમખી તહમુને ભારી પરસે. રાન પેતબરીનું કોઇ દાહરે હું જુથઇએ નાસ બી દેતી નથી ને રાને તહમુને ઉંધું ચતું સમજાવીઉં કે મહને તહમારી બઇરી લોકેલોકનાં દેખતાં તરેહ-વાર બોલેચ! રાન બોલતીબી મરે ને કેહતીના બી "દીકરા દીકરી" મરે! રાન જો હંઇઆં ઘરો પખોરી લેવા આવીચ તે! મહીરાં સુઈ તો કેઠી લોકોનાં ઘેર ભાંજવા બેઠીચ. રાન પેટબરી ગુનેહ-ગાર મલે તો વાટમાં નહી તો સાથમાં તેમ જને જન આગલ માહરાં ઘેરની તરેહવાર વાતો કરેચ ને હું એ રાન દોજખની દેવીને રસતે વાટે કોઇ દાહરે નહી ને માહરૂંજ નામ બદનામ કરેચ! એ તો પેલા કેહેચ તેમ સુરતની રાન એવી સારી કે ખુન કરીને કુટવા ચાલી તેવી વાત લેઇ બેઠીચ. રાન "પાંથરને પાંથરને અમસી પોતાની દીકરીઓનો ઘરો પખોરી લેયચ. માહરી બીચારી દીકરીઓ પર કોઇનો ઓરો બી હું પરવા નહી દેઉં ને રાન નાતરેગેઇ બાહર સું બોલેચ કે એની માએ તો

રાન પારકા માતીડાઓની સાથે છોકરીઓને ખીખી ખાખા કરાવેચ, ને ઘેરમાં બાહરના માતીડાઓ જેમ ગમે તેમ આવેચ ને જેમ ગમે તેમ બેસેચ. બેસે રે બાહરના માતીડાઓ રાન તાહરી માએ બેહનની ——"હં, હં" સું? તહમે સુગા સુગા બેસજો, તહમુને કેહુંચ સાફ. હું તો ચોટલાબરી રાનને ગાર દેવાની ને ફર દેવાની. તહમારાથી નહી સંભરાતું હોએ તો કાનમાં રૂ ખોસો. હું એ રાનને બાલે બાલ ઓરખી ચુકીચ હવે. પોતે રાન એબની ભરેલી ને બીજાંઓની એબ કાહરવા નીકરી પરેચ. લોકે લોક માહરા કાન તુપી ખાએચ કે તહમારી નરન તો એમ કરેચ ને તહમારી નરન તો તેમ કરેચ. માપરનાં જીવનઇ તે દાહરે નાટકમાં જઇ આયાં તે વાત લાયાં કે તહમારી નરન તો કોઇ પારકા માતીડા સાથ નાટક જોવા આવી સુઇતી. નવલકાકાનાં ધનાબઇ તે દાહરે કેહવા લાગાં કે "મરે હોમલીબઇ, તહમારી નરન આજે કોઇ દોંગા જેવા માતીડા સાથે ગારીમાં બેસીને કાંહ જતીતી?" એવી એવી રાનની ખુબીઓ ને નેક નામીઓ સાંભરતાં નાખઅી સુધું નીકરી પરેચ ને રાન મહીરાં સુઇ માહરી દીકરીઓની સામબી ખનખોટ કરેચ! રાન પોતે જાંહ જાએચ તાંહ કસબનની માફક જેવાં ગમેચ તેવાં બધાં કપરાં પેહરેચ ને ચાંદરાતને દાહરે ત્પુટલી ને શીરીન ગરમી ઉતી તેથી ખાખાવરખી નેતનો પોલકો પેહરીને દરીએ કીનારે ફરવા ગેઇ તે તે રાને જોઇ હોસે તે રાન અમસી પોતાની દીકરીઓને તરેહવાર બોલવા બેથી. હું કાંહથી જાનું? પન પટેલનાં પીરોજબઇ વાત લાયાં કે તહમારી છોકરીઓ ચાંદરાતને દાહરે નેતના પોલકા પેહરીને દરીએ કીનારે ગેઇ હોસે તે પરથી 'તહમારી નરન મેહટાનાં માણેકબઇને તાંહ આવીતી તો કેહરે મોહનાં સું ભાવેચ બોલતીતી. કંઇ રાને માહરી દીકરીઓને ગાર દીધીચ! કંઇ ગાર દીધીચ! કે જો હું હોતે તો રાન ગુનેહગારના દોરાજ કાહરી લેતે. "પટેલનાં પીરોજબઇએ

જુઠું અથરાવી. મારયું હોસે" સું ? હું કાંહ નથી એ રાનને ઓર ખતી ? બચારાં પટેલનાં પીરોજબઈ નહી કોઈનાં લીધામેં કે નહી કોઈનાં ખાધામેં ને તેવણને સું પરીચ કે જુઠું બોલે ? અમસી પોતાની બેહનનું રાખવા એમ ગાય ગરીબ જેવાં લોકોને ના બદલામ કરે. હું જાનુંચ તહમુને બેહનનું ઘણું લાગેચ તે. રાને કોન જાને કેવી રીતે તહમારી પર દદના છાંટયાચ કે નહી બઈરીનું લાગતું, નહી અમસી પોતાની દીકરીઓનું લાગતું, ને સઉ કસામાં બેહનનું લાગી આવેચ. રાનની માફક મહને સીપલી થતાં નથી આવરતું. પેટબરી મોહને મરવત ને પેટમાં કરવત એવી રાખેચ કે એ રાનને ઓરખે તેજ ઓરખે. રાન માહરી દીકરીઓને તરેહવાર બોલેચ ને બીચારીઓ જરા કંઇ પેહરેચ ઓઢેચ કે રાનની આંખમાં આવી જાએચ ને રાનના દુકતાનું સુવાનું પેહલું વરસ તે દાહરે બરીયુ હોસે તે રાને વરી સોખ નાખે છોકરીઓને તેરૂં મોકલયું. તે વખતે એવી તો ચીર લાગી કે રાનને બે બોલ કેહવરાવીને ફ્રફ્રાઉં, પન હું માહરી જાત બુનીઆદ પર ગેઇ ને એમજ કેહવારીયું કે છોકરીઓ અરકઇચ તેથી આવસે નહી.

"+ ભીખાજી ભાખરા હ્યાં જણાવેછે કે :— મહને તો સઉથી પેહલું માહરી બઈરી છોકરાનું ને પછી બેહનનું લાગેચ પણ ઇનસાફને ખાતર જણાઉંચ કે બેહસ્તન આએ બાબદમાં માહરી બેહનને નકામી બદનામ કરતીતી. એક બે વખત મેં બેહસ્તનને નરમ પાડવાના વીચારથી માહરી બેહનને વીશે સારો વીચાર બેમારવાની તજવીજ કીધીતી પન તેથી તો બેહસ્તન ઉલટી છેરાઇ પડતીતી અને એક વખતે તો બેહનની 'તરફદારી કરવાને વાસતે બેહસ્તન બાવલની ચીર લેઇને માહરી સામ્મે ધસી આવીતી, તેથી આએ વખતે આપરે તો મુગે મ્હોડે સાંભલ્યાજ કીધું.



૨૯.

## મુવો કાસમ સામણું બોલ્યો.

બસ ! માહરી પર એટલાજ જુલમ ! માતી તો જુલમ કરે તો કરે પન સાથે લાગા મુવા ચાકર નફરોબી જુલમ કરે ને જરા જરામાં મોહના પર આવે ? ભસતે ગીયા કાસમને કેહયું કે ચાલ દીતવારનો દાહરો સહવારના પોહરમાં સકારેથી મોરી ચોતરા ધોઈ નાખ તો મુવો બે બદામનો ગોલામ માહરાં મોહનાં પર આયો ! ચીર તો એવી લાગી કે મુવાને આખો ને આખો ખાઈ જાઉં. ઘેરમાં હું તો જાને લોંદી હોઉં તેમ બસ હું જેબી કંઇ કેહું તેની જાંગલા જાએચ ને કુતરૂં ભોસેચ તેમ સઉ કોઇ દરકાર કરેચ નહી. એટલે મુવા પછી બે બદામના ગોલાસોબી બસ દોંત કેર કરે. પન મુવાં ઘેરનાંજ અભાગીયાં પછી પારકાંનો શું વાંક કાહરીયે ? જાહરે તહમેજ મહને કેહરે મોહનાં શું ભાવેચ બોલીને ઉભા રેહો તો પછી ચાકર નફરો કાંય નહી બોલે ? આજે તો મુવો કાસમ સામબે બોલીઓચ પન કાલ ઉઠીને તો મુવો ભસતે ગીઓ ઘેર બેઠાં મારીને ચાલી જશે. ઘેરમાં જેબી માનસો બગરીને ધુર થાએચ તે બધાં તહમારાથી. શું બોલ્યા ? "માહરાથી શાનાં "? અરે મુગા રેહોચ કે હમનાં બધું પાદેફરાગ કરીને નાખ કાપીને હાથમાં આપું ? "માહરાથી શાનાં "? કાંય ? તે દાહરે મેં મુવા કાસમને કેહયું કે

ધોલકી આગલ બકરૂં કપાવા દીધું ? માતીડાની વાત તે માતીડા જાને ને બઇરાંની વાતમાં માતીડાએ વચમાં પરવાનું તે કેવું ? તાહરે સારી પેહરીને ઘેરમાંજ કાંય નહી બેસતા ?

હા, હજુર તો હું ભુલી જાઉંચ. તે દાહરે મેં માહરા પોતીકા હાથે તેબલ પર ચાર બતાસા ગણીને મુકયા ને જરા તાંહથી ખસી ને આવીને જોઉંચ તો એક બતાસો ઓછો થયલો. ઓદડામાં તો તહમે ઉતા કે મુવો કાસમ ઉતો, ને જાહરે કાસમને ધમકાવા ગેઇ તાહરે તહમે વચે પુરાયા કે એ તો કાગરો ઉંચકી ગીયો. એમ માનસોને માનસોનાં મોહનાં પર ભરી આપો પછી તે મુવાઓ બેખત થાએ તેમાં શું નવઇ ? જાહરેબી હું મર માનસને ધમકાઉંચ તાહરે તહમે વચે નીકરી પરોચ, તેથી તે મુવાઓને ફાવટું પાએચ. શું ? "ચાલની બા હવે નહી બોલસ" ? નહી શું બોલે ! હું માનસો સાથે મરાઉં ને તહમે મુગા મુગા સાંભર્યા કરો તો મુવા નહી ઉતા બેખત થાએ. બઇરી તરફથી જાહરેં માતીડો માનસોને ખખરાવે તાહરે મુવાઓ સીધા પાધરા ચાલ. મુવા કાસમ સાથ રોજ હું મરાઉંચ, પન તહમે જાને જાનતા નહી તેમ ચાલોચ તેથી રુનો બેખત થઇ ગીયોચ, ને મુવો વરી ભર ભારૂતમાં જઇને વાત કરેચ કે શેઠ તો અસરાફ છે પન બાઇ ખરાબ છે.

*** આએ વાએજ પર નોધ મારતાં ભીખાજી ભાખરા બલાપો કરે છે કે :— માહરાં ઘરમાં કોઇ માનસ ટકતું નહી. કોઇ બે દાહરા તો કોઇ પાંચ દાહરા ભરી જતું'તું, અને હું કોણ કોણની ખુસામત કરીને માનસો લાવતો હતો તેની સાથે બેહસ્તન જરા જરામાં પંચાતી કરતી હતી જેથી તે કંટાલીને જતો રેહતો હતો.



૩૦.

## કુવાબ તરતાં હોમલીબાઇનું આંગલું દાઝી ગયું.

ઓ મરેરે! દુખનાં દેતાં મુવાં કાંહથી નીકરી પરેચ ? બસ બોલીને જગ દમ મારેચ નહી. જાને શું વીર પરતી હોય તેમ બસ લાવ લાવ કરીને જુઠું ઘોધીયારૂંજ કરી મેલે. માહરૂં બધું આંગલું દાઝી ગીયું ને ફોફ્ઇઓ ઉઠી આયો. જાને ફ્રતાં ફ્રતાંઓ-એ મુવાંઓએ ગોલામરી પકરી હોય તેમ તરેહવાર જુલમો માહ-રી પર કરતાં ફ્રેચ. મુવાં કોઇનું તો કંઇ જતું નથી પાણુ નકામી હું ઘસઇ પીસઇને અતવઇ જાઉંચ. તહમુને શું છે ? તહમે તો જાણુ કે કાલે મરતીહોય તો આજે મરે તો સારૂં કે કોઇ રાંને નાચનને ઘેરમાં લેઇ આઉં. હું કાંહ તહમારી મતલબ નથી સમજ-તી ? જગને જનાવવા મુવા એક ચાકરને સાહરા તન દાહરા રાખી-ને કાહરી મેલ્યો ! પન એખલે હાથે બધું કરતાં માહરાં હારકાં પાંસરાં વેરઇ કપઇ જાએચ તેની કોણુને કદર છે ? જાહરે મુવું ન-હીજ ખમાતું તાહરે ખુનામાં ભરઇ ભરઇને રરૂંચ. જાને શું મો-હટા ગાંસરા પોટલા લાવીને આપતા હોય તેમ રોજ સહવાર પરતાં કંઇ ઘધુખર કરેચ કંઇ ઘધુખર કરેચ કે બોલવાની વાત નહી. જરા સુવો ઘોંટાવાનોબી કરાર નહી. આખી રાતનો ઉજાગરો હોય ને જરા સહવારે બે ઘરી આંખ લાગી હોય તો ઉઠની ઉઠની કરીને માથું મજખ ખાઇ જાએ. માહરી પર કંઇ મુવું એક પાંટીનું

દુખ છે ? ઘણી અભાગ્યો તાહરેજ કેની ? પન હું બી રાન ઘેલ-સપપી છેઉં કે દરરોજ રરીઆ બરીઆ કરૂંચ. હવે કંઇ તહમારા જુલમ હું સાંખવાની નથી. હવે હું તહમુને એક વગીનું કેહી મુકુંચ કે બજાર આવે તેવા રાંધનીમાં ગગરજો ને મરી મસાલો જે કેહું તે તૈયાર કરી આપજો. ગોસ સમારતાં સમારતાં માહરા હાથ પર બધા છાગરા પરી આવેચ. જલદી નાસતો ખાવો હોય તો મુગા મુગા બેસીને ગોસ સમારી આપજો. રાન ગોસબી હુંજ સમારૂં ! કાંદાબી હુંજ કાપું ! મસાલોબી હુંજ છુંદું ! રોટલી-બી હુંજ કરૂં ! પાણીબી હુંજ મુકું ! એ કીયા ખદાએને ઘેરની વાત ? જોવોચ કેની સુરતીનાં પીરોજબઇ વરને કેવો કાંટા પર ને કાંટા પર ચલાવેચ તે ? તહમુનેબી તેવીજ બઇરી હોય તે જેર લાવે. માહરા જેવી પોચી મતારીને તો તહમે કોપરીએ ખનોચ. શું ? "માહરા જેવો વર મલવો મુશકેલ છે"? તાહરે ! બધાં સુખ તો એવાં તોપલે ને સુપરે દેખાયાંચ કે બોલવાની વાત નહી. "માહ-રા જેવો વર મલવો મુશકેલ છે"? કંઇ બોલતાં આરસ આવેચ કે આવતીજ નથી ? દુખ પર દાહમ વરી પોતાની વરઇ કરેચ ! તે દીહરે ચુલા પર કાંદા મેલીને જરા ખસી ને કેહયુંતું કે જરા જોજો કાંદા બરી નહી જાએ, તો આવીને જોઉંચ તો કાંદા બધો બરીને કોયલો કરી નાખ્યો. શું બોલ્યા ? "મહને શું આવરે"? તાહરે તહમુને તો ખાતાંજ આવરે કે ? ને બઇરી સાથે મરાતાં ને રાન બઇરી પર દુખ પારતાંજ આવરે કે ? પચાસ વરસના આખા આખા માતીડાને, જુવોરે માએ, કાંદા તરતાં નહી આવરે ! એવા કાંગલા ના થાઓ. એ તો હું સદા કેહતી આવીચ ને ફરીથીબી કેહુંચ કે રખે કામ સોંપે કરીને કામ સોંપ્યું હોય તે આસમાસ બણારવાની ને અમસા પોતાના જીવને કુહરાપો કરાવવાની તહમુ-ને તેપ પરેલી છે, ને તે હું સારી પખે સમજુંચ. બાકી આવરે નહી શું ? આવરે તો બધું. આખામાંખા માતીડાને કાંદા તરતાં

નહી આવરે ?"હુંખી તો જોઉંચ કે તહસુને કાંદો તરતાં કેમ નથી આવરતો ? હમનાં તો હું ઘેરમાંજ બોલીને બેસી રેહુંચ પન હવે તો રસતા વચે ફજેતી કરશ ને તાહરેજ તમે પાધરા ચાલશો. માહરી સાંમબે એમ જોયા ના કરો. મહને કેહર લાગેચ કેહર. કારૂં કરો તહમારૂં હુંઇથી. નાસતો ખાસતો કંઈ છે નહી. બપોરે બાર વાગે જે હોય તે જોભરજો. હું કંઈ નાસતા ખાસતાની વાત જાણતી નથી. નાસતા તહસુનેજ ખવારૂં તો !

* * ત્યાં ભીખાજી ભાખરા શેરો મારેછે કેઃ—બેહસ્તનનો આએ છેહલો ચુકાદો સાંભલી મેં તો ત્યાંથી વનજોજ માપ્યો ને ભુખો તો ભુખો પણ આફીસમાં ગયો કેમકે બેહસ્તનનો તાપ ખમવા કરતાં ભુખું જવું મને વધારે દીલપસંદ હતું.





૩૧.

## હોમલીબાઇનું એરીન ચોરાયું.

હા, હા, એ રાન ધુનેધાર જરીજ મારૂં એરીન ચોરી ગેઈ! મરેરે મુઆં આવતાં જતાં! ભસતે ગીઆં જાહરે બી કારાં મોહનાં લઇને બ્આવે તાહરે કંઇને કંઈ નુકસાન કરતાંજ જાએ. તે દાહરે રાન તમારી માસી આવી તો તે ધુનેધાર માટલાંમાં કરસીઓ નાખીને માટલું ભાંજી ગેઈ. સું ઉંઉઉં! "બુઢું માણુસ તે આંખે બરાબર દેખાયું નહી." આંખે દેખાતું નહી તાહરે રાને તે દાહરે બદામ દરાખના ખીમામાંથી બધી દરાખ કેમ તારી તારીને ખાધી? તાહરે આંખે અંધોપો નહી આયો કે? જુવાન જોત જેવી આપરી દીકરીઓને ભરતી સીવતી વખતે ચસમો લેવો પરેચ, ને દીકરા મુઇ એ ઘઇડી ડાકન અંધારી રાતે બી વગર ચસમાએ સોયમાં દોરો પોયચ તોબી આખ્ખો માખ્ખો કરસીઓ ને આવું મોટતું માટલુંજ રાનને દેખાયું નહી. એ તો રેહી હવે, પન પેલી ચોટલા બરી તમારી ફુઇની ઢુકતીને રાનને બી આંખે મોતીઆ પાકાચ કે? તે રાને કેમ તે દાહરે માહરી પથર જેવી ચાહ પીવાની ફોગીની રકાબીને તરેલ પારી? શું? "હોય માણુસ છે"? જાઓ, જાઓ, એમ તે રાનોની કુમકે ના નીકરી પરો. માહરી હીરા મોહરાની ગાએ જેવી દીકરીઓને હાતે જરા કોઈ ચીજને અમથો ઘસો પરે તો ઝાર તોરી પારેચ,

ને અમસી આઇ- ખાઇઓ ગમે તે કરે તોબી બેસીને તમાસો જોવેચ. તે રનો માનસ છે ને અને અમે બધાં ગધેરાં હો-સું. ને આએ ધુનેગારજાદી તમારા મામાની જરી તો મારી જાને સોખજ થઈ લાગીચ. હું જાને કંઇ બી સારૂં પેહરૂં તા-હરે એ રનને અભીતરીજ ભરઇ જાયચ. એરીનમાં તો એ રનનો કેદારનોજ દોરો ભરાએલો ઉતો. હું જે પેહરૂં તેની વ-ખાન કરે પન રાન વરી ઉપરથી સીખામન દેય કે એ તમુને હવે સોભે નહી, એવું એવું પેહરવાના તો હવે અમારા વખત. તે દાહરે મેહલાસાને તાંહ લગનમાં ગેઇ તાહરે આપરી શીરીન અરકાયલી ઉતી તેથી તેની કસબી કોરની પીરોજી ગાજ મેં પેહરી, તો લાગલી એ ધુનેધારની આંખે મરચાં વટાયાં, ને પાંચ લોકનાં ઉખતાં મને કેહેવા લાગી કે હોમલોબઈ, તમારી મજે-ની અસલી કારચોકી મુકીને આએ હમારે નાદાન સાદાનને લા-યકની સારી કાંય પેહરી? પીરોજી તો નવો ને એસકી રંગ તે અમે નાદાન છોકરીઓનેજ સોભે. જાને મારી દીકુરીઓની સા-રી મેં પેહરી તેમાં એ ભસ્તેગેઇના બાપ દાદાનું કંઇ લુટઇ ગી-ઉ? જાને રાન મહીરાંસુઈ એજ જુવાન ને બીજા બધાં ધદડાં! રાનથી તો સારૂં પેહરેલું ઓધેલું કંઈજ જોવઇ નહી સખાતું. પુતલીનાં વરસને દાહરે તો રાન વરી છેકજ ફાટી ને મહીરાં સુઈ ઘેર બેઠઠાં આવીને ધરો લેઈ ગેઇ. રાન કરારે મને કેહે કે ભી-ખાજી તો જુવાન છોકરા જેવા લાગેચ ને તમે તો તેવનનાં માએ હોવો તેવાં ધદડાં લાગોચ. ઝાંઝ તો એવી ચહરી કે તોટો પીસીને લોહી પીઉં, પન તહમારી સરમ કરીને દમ મારી ગેઇ. પન તે માટીખાઇનો સું વાંક? તમે આગલ રહીને એ બધી નાચન રાંડોને નચાવો ને તે લોક સાથે ખીખી ખાખા કરો તાહરે તે લોકને એવું એવું સુજ પરેચ કેની? તમે તે લો-કને ખાસરે પેજારે બાંધી હોતે તો આજે એ રાનો બધીઓ મ-

ને પગે પરતે. પન તમુને બઇરીની દરકાર ભલ પરીચ. તમે તો કાગરે દોરે વાટ જોતા હોંસો કે આજે મારી આંખ વીચાય તો કાલે આટલી બધી મામા માસીનીઓ પરીચ તેમાંની કોઇબી એકુ રાન સાથે નાતરૂં કરી જાઉં. ને તે રાંડબી એવીજ વાટ જોતી બેઠીચ. પન હું બી તો ખરી કે મર-તી ખરતી બી તમારાં બધાંની છાતી પર જીવસ. એ બધી રાનોનાં ચાહરમની ગુર મારે હાતે ઠોકસ તાહરેજ માહરાં પેટમાં તાહરક પરસે. તેમાં એ રાન જરીની તો હવે તો જર કાહરૂં તાહરેજ ખરી. રાન એ માહરા મરવાની વાટ જોએચ, હું ધહડી થઇ ગેઇ તે હવે મરૂં તો એ રાન આએ સોભતા જુવાન જોત ફુઇના દીકરા સાથે નાતરે આવે. એ રાન બધી વાતે તો બુરી છેજ પન સાથે લાગી ચોટટી છે એવી મને ખબર નહી. આજે કેટલા કેટલા મહીના થયા મારૂં એરીન એની રાનની આંખમાં ખુતતું તું જ, પન હું ચેતી નહી. મારો સુધલો બરે! તે એ રાનને ઓહ્ડામાં એખલી જોઇ તોબી કબત ઉઘારી મુકીને રાંધનીમાં ગેઈ તેટલાં એ રાને પોતીકું કામ કરી લીધું. હવે હું તમુને સાફ કેહુંચ કે એ રાનને તમે ધરાવી પકરાવીને પોલીસે નહી ચહરાવસો તો ફેસતે ફેસતા કરસ. તમે નહી જસો તો હું પોલીસમાં જવસ ને તમુને બી સાથે ધસરસ કે એ ધુને-ધારને માહરા માતીડાએ છગાવી તેથી રાને આજે એટલું માથું ઉંચક્યું. શું ? "તેની પાસેથી એરીન નહી મલે તો સું કરસે?"

નહી કેમ મલે? એ રાન નહી તો બીજું કોન ચોરે ને કહાયને રાને કેથે ગડારી દીધું હોય તો વરી નહી બી મલે, તો એને નામે સો ખોભા ધુર નાખીને મુગાં બેસવાનું. શું? "મુગાં કેમ બેસે, આબરૂનો જવાબ ભરી આપવો પરસે?" તાહરેએ-એ-એ! રાનની આબરૂં બી ધની પરી તે જવાબ ભરી આપે. એ રાન નાચન ફુકતીની આબરૂ બી ધની તે. આબરૂનો જબાબ

માગે તાહરેજ ખ્રાન તો. એની ને તમારી બેઉની આબરૂ સાથે ઉઘારૂં. તમે સહવાર તો પરવા દેવો, પાછીજ વાત છે. એને એરીનનો સવાદ કેવો પેટ ભરીને ચખારૂંચ તે જોજો. મુગા મુગા તમાસો જોયા કરસો તો સારૂં, નહી તો તે રાનની તરફથી નીકરીને કંઇબી ચે કે ચું કીધું તો જોઇ લેજો પછી તમારી બી ફજેતી.

*,* ભીખાજી હ્યાં જણાવે છે કેઃ— મારી તો ખાતરીજ હતી કે બીચારી જરી નકામી બદનામ થાયછે. હાંસલીબઇને માહરી મસીઆઇ ને પીત્રાઇ બેહનો ઉપર ઘણો ક્રોધ હતો. તે લોક જરાબી માહરી સાથે હસે બોલે એટલે બેહસ્તનની આંખમાં આવી જતું તું. તે ઉભરો એવે એવે બાહને તેવન કાહડતાંતાં ને લાગ આવે તો તે લોક આવતાં જતાં બંધ થાએ એવા વીચારથી કંઈ કંઈ બુટટા ઉભા કરતાંતાં. પન આએ વખત તેવન ફાવીયાં નહી. મને લેકચર આપ્યા પછી ઉંઘઇ જવા સારૂં તેવને કોર મરડી તો તેવનનાં માથાંમાં કંઈ ભોકાયું, અને ગરબડ ઘાંઘલ કરી તકીઓ તપાસ્યો તો તેનાઃ ગલેપમાંથી તેવનનું ખોહવાયલું એરીન નીકરી પરયું. હવે તેવનને યાદ આવી કે તેવન એરીન કબતમાંથી કાહડીને સાફ કરતાંતાં તેટલાં કંઈ બીજું કામ નીકલ્યાથી તેવને પોતેજ તેને ગલેપમાં સંતાડી દીધુંતું.





૩૨.

## ભીખાજી પોતાના કાકાને ત્યાંનાં લગનમાં જવા નીકલ્યા.

ધરી પરેરે એ રાન પનતી! ને તેને પનનાવતાંખી જાય મારાં મુઆંને મલવા! એ મુઆંઓ બી કેથાં માહરાજ જીવને કુહરાવા બાકી રેહલાં ઉતાં કે? દોજખમાં જાયરે બધાં તહમારાં સગાં ને વાહલાં! મુઆં આટલાં બધાંમાંથી કોઈ એક બી તો સુવું પાધરૂં હોએ. એ તહમારો કાકાનો થતો ભસ્તેગીયો લોકો આગલ મારી ગીનીસ કરતો ફરેચ કે મારો ગાય જેવો ભતરીજો કોકટ બધીરીને "બસ પરીઓચ, ને તેની રાન નાચન ડુકતીઓ તો લાહરે ખીલો પોપરોજ કાહરવા બેઠીચ. હું તો રેહી હવે, પણ મોહરી હીરા મોહરાની દીકરીઓની ખબર વટીક એક દાહરે મુઆંઓ પુછાવીને તુટી પરયાં નથી, તોબી તમે તે લોક પર ઘોરઇ પંથરઇ જાઓચ. એ બધું સું કામ થાએચ તે હું સારી પખે સમજુંચ જો. એ બધી દોરાદોર પેલી ગુનેધાર ચલકતીઓ પર થાએચ. તે રાનો સાથે તમે સું સું નાચ કરોચ તે બધી મને ખબર છે. સંઉંઉં! "તે બીચારીઓ માહરી બેહન જેવી લાગે?" રાનો બેહનો એવીજ થતી હોસે! જરા ગામમાં લોકો એ લોકને વાસતે સું કેહેચ તે સાંભરો, પછી ભઈ થવા નીકરજો. રાનોનો સાખો પરીઓચ તેથી તો ઉઠાવ થતો નથી. રેહી રેહીને બાવીસ વરસનાં થઇને એક બુચીબઇ પનવા નીકરીઆં! કોન જાને કે કોન બીચારો અજાનો ફસ્યોચ? નહી તો

પરી કોઇ સુઓ એ લોકનાં જેવો લુચ્ચો ચોટટો હોશે. પન મુઆ પેલા ધાખગ તહમારા કાકાની અક્કલ કાંહ ગેઇ? સુઓ દીકરીને પનનાવવાની તેમાં વરી ધામધુમ સાની કરવા નીકર્યો? એકપુરી હોતે તો જાને સમજ્યાં, પન તન તનની ધાર સાથે પરેલી છે ને ફુલાફુલી સાની કરેચ? માહરી છોકરીઓને કંઇ હું એને તાંહ લગનમાં મોકલવાની નથી ને હું બી જવાની નથી. તહમારે ગમે તો તમે જજો. પન વરી તાંહ તહમારી સગી વાહલીઓ સાથે નાચીને લોકોને તહમારા ફેસતા ના દેખારતા. માહરા કાન પર તેવી કંઇ વાત આવી તો તમે જાનો. આભીસમાંથી રજા લેઇને આખ્ખો દાહરો ઉતરી પરવાનો વીચાર બીચાર છે કે? અં! સું? "જોઇએ?" અરે જાઓ, જાઓ, જરા સરમ રાખો. જોઇએ ને બોઇયે સાનું? ધાઇખોરાની કાની જાંહ હોએ તાંહ ઉતરી પરતાં જરા સરમાઓ. વરી બોલતી નહી તે છેક ચાલ્યા. વરી જરા રતી જવા દેઉંચ તાહરે કે? જો તમુને જવાનું હોએ તો સાંજે છ વાગે જઇને સાહજનમાં ગગરજો ને કોઇ વેરી મદઇને ઓટલે ઉઠીઆને જઇ આયા હોય તેમ મીજલસમાંથી ઉઠીને પાધરા ઘેર ચાલી આવજો. એમ કરવાના હોએ તો જજો, નહી તો કરારે ઘેર બેસજો. નહી તો વરી મને બધું હા, હા, કેહીને તાંહ ગીઆ પછી ફરી જજો ને તેરા કુત્તા મેરી કોહારી એવી વાત લેઇને મોરી રાતે ઘેર આવજો! તેમ બેમ કીધુંચ કેની તો ઘેરમાં પગ બી મુકવા દેવસ નહી જો. ઘેરનું બાનતું ઠોકી ઠોકીને વાજ વરસો તોખી સહવાર સુધી બાહર ઉંકરાવું પરસે. બધાં બોંહસ કરીને જીવ પટકી નાખે તોબી જરમા બેસતા ના. સાહજનમાંથી પાધરા ઘેર આવજો. જામો પીછોરી કાહરવાને મસે નીકરી પરજો. જો થારી બારી પકરવાની બોંહસ કરે તો લાગલા કબુલ ના થઇ જતા. તમે તો તેવી વાટજ જોસો કે પછી આખી રાત ધામો

નાખવાનું બાહનુ મલે, પન માહરી આગલ તે તહમારી સુરતી ગત ચાલસે નહી. હું તમારાં બધાં સક્કર જોઈ ચુકીચ. બ-ઈરાંમાં ભરઈને બેસવાનું મલે ને આખી રાત નાચન દુકતીઓ સાથે નાચવાનું મલે કરીને બધેબધ બાંહે ચહરાવીને થારી પકરવા નીકરી પરોચ તે તો હું જાનુંચ. તહમારી સાથે લગનમાં ગીયાં હોઇએ તો અભાગ. અમસી બઇરી દીકરીને કુતરાંની કાની ર-ખરતી રાખે ને પરઇ બઇરીઓની જમતી વખતે મેનીજ કરવા પરે. ઘેરનાં છોકરાં ઊભરી સુઆંચ કે નહી તેનીબી કનવાર નહી ને દોસદારની બઇરીઓ ને સગી વાહલીઓને ગારી કરી આપવા જાએ! સાબાસ બીચારા પરાયાઓને કે સારી ભલઇને લીધે જાં-હબી જાઉં તાંહ બીચારા થોરા થોરા થઇ જાએ, બાકી તહમા-રી પાસે તો ઘેરનાં છોકરાં ઘટી ચાટે ને સુઆં પરોસીને આટો ભાવે તેવી વાત. જાહરે હું બઇરી થતી સાથે હોઉં તે છતાં તમે નહી નહી ઉતાં કૌતક કરી દેખારો તાહરે તહમુને એખલા મુક-યા હોય તાહરે સું નહી કરો? નારે સાય, હવે તમુને એમ રમતા તો મુકું નહી. તેમાં રાન તહમારી નાચન સગી વાહલી-ઓનો તો દમરી ભાર વીસવાસ નહી. તે લોક સાથે નાચવાનું મલે તાહરે તો તમે છેક હાથથી જાઓચ. બધી ચંદાલ ચોકરી આએ ભસતે ભરઈનાં લગનમાં સાથે મલસે ને ભીખાજી તો તેવું સોધતાજ ફરેચ. પન ખબરદાર, આએ વખતે તહમારી જાત પર ગીઆચ તો! તે દાહરે સાત વાગામાં ઘેરમાં આવીને ગગરસો નહી તો સીક પરી જઇને લગનની વારીમાં હાલહાલ તહમારી પર તેરૂં મોકલસ ને આયાં ગીયાં બધાંને કેહવસ કે બઇરીને ઘેરમાં મરતી મુકીને ભીખાજી લગનમાં મજાહ કરવા ગીઆ. સું! "પેહલી પાંતે જમીને આવતો રેહવસ!" બસ ઊભરવા ને ઊભરવામાં ચરી રેહાચ. ઘેરમાં ઊભરવાનું નહી મલતું કે સુઆં નીચાં રજાઇને તાંહ ઊભરવા બેસે. તે લોકને

ઘેરનું એક તનનુંઓી ખાધુંચ તો તહ્મે જાનો. સાહજનમાં ફુલનો તોરો ને પાનનું બીરૂં લેઓ તેબી તાંહનું તાંહજ ઝાંસી આવજો. જેવા ખાલી હાતે જાઓ તેવા ખાલી હાતે પાછા આવજો. સેસ બેસનો દાહમ દેવાનો વીચાર છે કે ? સું ? "સેસ કીધા વગર કંઇ ચાલે ?" સેસ સાની કરે ? એ મુઆંઓ આપુને સું આપી લેઇને તુટી પરેચ ? મુઆ કાકા થતાએ એક દાહરે ભત્રીજાનાં છોકરાંઓને ખોટી અરધી નથી પુછી ને ભત્રીજાજી સેસ કરીને સોભા લેવા નીકર્યા. પઇસા ફાલતુ પર્યા હોય તો મને આપો. ઘેરમાં હું અરધી અરધીની કસર કરૂં ને એવન સોભતી કાકાની દીકરીને સેસ કરવા નીકર્યા.

*,* ભીખાજી ભાખરા અંહી જણાવેછે કે :—બેહસ્તનને તાહરાં મીઠાં રાખવા આપરે સબર દબર લગનમાં જવાનું માંડી વાર્યું ને આફીસમાં અગતનું કામ નીકરી આયુંચ કરીને બાહનું કાહરી લગનની બે દાહરા અગાઉથી બાહર ગામ ઉતરી પડયા. આફીસમાં વરી જુદીજ તાલ કરીને સીનોર પાસથી આઠ દાહરાની રજા લીધેલી ઉતી એટલે પુને એક દોસદારને તાંહ આપરે ઉતરી પરીને મજાહ કરી આયા ને વરી ચોતરફની ખટપટમાંથીબી બનચ્યા. મુંબઈ આયા પછી જણાયું કે મને તો પાનનું બીરૂં વટીક ખાવાની બેહસ્તને મનઈ કીધીતી. પન પોતે કાકાને ઘેરથી લગનનું ભોનું આયું હોસે તે કરારે ચાંપી આપ્યું.





33.

## શીરીનનાં લગન.

કેમ ભીખાજી, હવે તમે શું કેહોચ? સુવું મારૂં તો મો-નું ખી દુઃખી આયું ને તમારી સુધબુધ કંઈ હજુર ઉડતી નથી. આવી ગોધા જેવી છોકરીઓ થઈ ને હજુર ઘેરમાં ચુલો ફુકવા રેહવા દીધીચ કે? ઓવાય ભુસુંરે જીવીઆ જીવતરને! સુવા કેહેચ કેની કે સોકને સરમ નહી ને નકૂતને નાંખ નહી તેમ તમુને નાખ કાંથી હોય? લોકો મુવાં મને તુપી ખાએચ કે આ-વી મોટી ગરાર જેવી છોકરીઓ થઇ ને હજુર માએ બાપની સુધ ઉડતી નથી? ગેઇ કાલેજ પાસેનાં આસીબઈને ને મને મારામારી થઇ ગેઇ. તમુને શું છે? હવે મારૂં પત નહી રેહતું. મુવું સહવારે ઉઠેચ કે એક નુસ વાંચેચ ને ખાઈ જોભરીને આભી-સમાં કહરાયચ; ને સાંજના સુઈ પેલી ઘેરનીખાધી ક્લબ! એ તંઘો ચીજ જો તમારી આગલ હોય કેની તો તમે લોકો ઘેર ધાન ખાવાબી નહી આવો. આએ મુવું સહવારથી કે સાંજ શુધી વઇતરૂં! એક ઘેર ભલું કે બીજી ઘેર ભલી. માતીડાને કાંહાથી સરમ આવે? પેલી કેહતી છે કેની કે સકતે પલાવ, મક્તે પલાવ, ને બીબી હજકુ ચલી, ને કોરા વાગા કકરે ને ઘેરમાં તો રાન ફ્ફરે તેમ તમે કરોચ. છોકરી પણાવાનો શું ખર-ચ થઇ થઇને થવાનો? ફકત પાંચ કે સાત હજાર એજ કેની?

કાંહ આપરે છોકરો પણવાનો છે કે આપુને ધાસ્તી છે. એમ તો લેઓની પાસેનાં ખસેખઇની છોકરી બચું પનણી તારે શું થયું ? તેના બાપ ભઇઓને જી ! તે અખઈ રહયાઓ કમાતા ધ- માતા ઉતા. છોકરીને એવી તો ધુમધામથી પનણાવી કે જાણે મો- ટે ઘેરની પણનાવનારીઓખી જોયા કરે. ગોરી રીજમીતનું તો બેન મગાવીયુંતું ને ભલા ભલા જેજોને ને બાલેસતરેને ને મદમ જાંગલાઓને તેરૂં કીધુંતું. સાજન તો એવું સોભન માભન લાગે કે જાને જીવખી બેહસ્તમાં જાય. એ તે સાજન ને એ તે લગન ! તમુને ખોદાએ કાંહ ઓછું આપયુંચ ? સુઇ પેલી કેહતી છે કે જેને પેતે કનીઆ તેને પરમેસરે દનીઆ, તેમ છોકરી આવી તો સું નાખી દેવાની કે ? એ રાંડો સું ધસગઇ તણઇને આવેલી છે કે ? મારી માસીની વહુ કાલે કાજ લાવીચ. છોકરો બચારો રાંક ને ગરીબ છે. માયનો પુત ખોદાય જેના હોય તેના જીવતા રાખે ! તે સાથે લાગો કમઉખી છે. આવતે અસીસન રોજે ચાંદરા- ત છે. આપરે રૂપીઆ પેહરાવીએ પછી હારી વીતું દીવો તપકો થઈ રેહશે. પનહમના કંઇબી કરીને રૂપીઆ પેહરાવીચે.

શું બોલીઆ ? "મારી પાસે પઇસા નથી" ? નથી તો ભીખ કાયની માંગતા ? તારે શું છોકરીને રાખી મુકવીચ કે ? જરા અક્કલ પકરો અક્કલ. ચાર પાંચ છોકરાંના બાપ થયા ને હજુર અક્કલ નહી મલે. કેહેચ કેની કે સોકની બલા દુર ને જેમ જુતીઆં પરે તેમ આવે નુર. તેમ જાંહ સુધી કોઈ તમારાં મોહનાં પર તમાચો મારે નહી તાંહ સુધી તમે પાધરા ચાલોબી નહી. ધની જીવીઆઓ ફકર ચંતા વગરના નક્કરાની કાની ફરતા ફરેચ ને સારી સીખામનના બે બોલ કેહીએચ તો સાફ જવાબ આપેચ કે પઇસા નથી. લે, જો ! સુવું નાખ કે ખુપશે ? અરે જરા સાન સમજ રાખો છેકજ કેમ ચરી ચુકી ગી- આચ ? સુઈ મારી છોકરીઓની પુઠની વીઆઇને આજે ચાર

છોકરાંની માએ થઇઓ ને આપરે તાંહ તો અઈ આતા તોલ થીકરી જલતી હએ. પેલી સાસરેની કેવત છેની કે ધાન દાર ને દહી ને નાલી પણુની ને મોતી રેહી. તેમ પઇસાનું ખા-હનું કાહરીને એવન ખસી જવા માગેચ. પઇસા નહી હોય તો કાતલી લઇને ભીખ કાંએ નહી માંગતા ? કહરાવો કોઇ તમારી આઇ બાઇઓ સોરે. હમના ઉદવારે જવાનું હોસે કે કલબમાં કોઈ ધનીસુવાની છોકરીને રીત કરવાની હોસે તો લાગલા કેઠેથી લાવસે ને પોતાને પેતે પરેલી ગોલાબ જેવી છોકરીને નામે ધધ-રીને તાપ આવસે! તમારી બેહન ને હું સાથે વીઆયાતાં ને આ-જે તમારી બેહન મરે! તે પેતભરી મમઈ બપઇ થઇચ ને હું તો હજુર એવી નસીબની લીલીજ રેહી! ઠીક છે, રેહવા દેઓ હુંબી તો જોઉંચ કે કાંહ સુધી રેહવા દેસો. પછી જોવો તમારી ઠે કરી ના કરૂં તો મારા બાપની દીકરી નહી. તમારાં ઘેરબારને આગ લાગે ને તમુને સાથે! તે કાંએ મારા જીવને કુરાવી મરેચ? મુવો એકપુરો છેર હોય તો ધુર નાખી કે કેઠે જઇને પંરૂં, પન આએ સાથે ગોલાબ જેવાં બચાંઓને કીહ લેતી જાઉં ?

જોવો ભીખાજી, હવે હું વધારે થોભવાની નથી. હું સા-ફ કેહુંચ કે કંઇબી કરીને પાંચ સાત હજાર રૂપીઆ કેઠેથી ઉ-છીના લાવીને એકુનુંબી માથું ધોવો નહી તો તમારી વાત તમે જા-નો. હું તમુને તે દાહરની કેહતીતી કે જો ભીખાજી વખત સારો છે તેટલાં કરી નાખો પણ ભીખાજી કંઇ સમજે? "થઈ રેહસે"? શું થઇ રેહસે ? તમારૂં કપાર! કાંય તમારી આઇબાઇના દોરા બા-રેચ? જો ઝાજું કરસો તો બધા આણરૂના કાંકરા થઈ જસે. ભસ્તે ગીઆઓ આજ કાલના દુકતાઓ તે કાંહ પાધરા છે? મુવાઓને ભેઠર જોઇએચ. મુવા કમઉ તો જેવા જોઇએ તેવા. મરઘા, કુકરા, ને માંચીમાંના માકરની માફક ઘેરમાં બેસીને માએ બાપોને ચોખખા

માથે પરે તેવા ઢેબ્બુવાઓની બુધી મુગ્એ બપઇઓને કડરે તેવા તે આજે પાંચ હજાર ને સાત હજાર રૂપીઆ જોઇએચ. ગામનું પાપ કાંય નહી લેતા? મુવા હજામરાઓ! હવે સું કરીએ? એ મુવાઓ જારે છેકજ ફરી બેઠાચ તારે આપસું નહી તો સું? પઇસા નહી હોય તેથી છોકરીઓને રાખી મુકીએ કે? અરે તમારાં સર સંધાસમાં જાયરે! તમે બાપોના થતા મરે! ગામનાં લોકો તો વીસ વીસ ને પચીસ પચીસ હજાર રૂપીઆ આપેચ ને વરી બાર જોરી કપરાં સાસુ નરનોને, કરેચ, વરી ઉંચા વાગાઓ ને પદ પનેતર વસાવીને આપે તે તો જુદું. ને આએ તમુને દશ હજાર કહ્યા તે ધના થઇ ગીઆ ને બઇરીનાં આંગ પર તડાવા લાગા. એ કોન પર? કરજોની કોઈ હવે આવે તેની પર. જો કોઈ મુઇ બીજી જેવી હોતે તો આજે પોથ. લાંભાંજીને કેદાહરની ચાલી ગેઈ હોતે પણ એ તો હુંજ તમુને વેઠુંચ-ગાયની છોકરીજ ગાય. બેહેસ મારાં માય બાપને કે આજે જો હો. તે તો તમારી બોચી પકરીને કાંહના કાંહ મુકી આવતે. પણ આજે કોઇ તમાચાનુ મારનારૂં મલે નહી તેથી તમે છેકજ વીખરી ગીઆચ્ પન યાદ રાખજો, એ મારી આગલ ચાલવા દેવસ નહી. કેહેચ કે રોજ બોલેચ ને મારામારીકરેચ, પન બોલે નહી તો ફુલ ગુંઠ? એવી-રીત ચાલીએ સું કરવા કે મારામારી કરે? પેલા કેહેચ તેમ બેસીએ જોઈ તો ઉઠારે નહી કોઈ, તેમ સાન સમજ રાખી રૂરા ચાલીઆ તો કોઇ-ની મગદુર છે કે તમુને બોલે. આએ તો મુવો એકુ તાહુકો એનો પુરે કે ગધેરાંનેબી સમજીને તાપ આવે. પાહર જેવી છોકરી બાપને ખાય કહદે તેવી થઇચ ને હજુર કેહેચ કે પઇસા નથી. હવે તે કાંહ સુધી થોભીએ? તમે ને હું કેટલાં ઉતાં તારે પની-આંતાં? ખબર છે કે આપરી ગુલાં જેટલી હું ઉતી તારે તમે એક છોકરાંના બાપ ઉતા ને આજે તમારી અક્કલ કાંહ ગેઈ? કોઈ કેહ-નાર બોલનાર મલે નહી તે છેકજ ફાસ ગીઆચ? ઉભા રેહો હવે

હું સું કરવાની છેઉં તે તમને દેખારૂંચ, હું બીજો. ખરી કે ભર મીજલસમાં તમારી આબરૂ નહી વેરૂં તો મારા બાપની દીકરી નહી. જોવો ભીખાજી ! છોકરો બસ રીતમાં દશ હજારજ માગેચ. વરી આજે માંગતું કોણ નથી ને આપતું કોણ નથી કે આપરે ના કેહે ? આજે તો રૂપાનાં પતરાં જેવી છોકરીઓબી પૈસા વગર ઉંચકાતી નથી. મેહલાસાનાં જીવણાઇની છોકરી પણની તાહરે છેક લગનને દાહરે છોકરો ફરી બેઠો કે નહી બસ દશ હજાર રૂપીયા આપે તોજ પણવા બેસું. ઘણું ઘણુંબી લોકોએ સમજાવ્યું પન નહી છોકરો એકથી બે નહી થયો. અંતે જાહરે દસ હજાર રૂપીઆ જીવનાઇના વરે આપ્યા તાહરે છોકરો નાહન નાહવા ગીયો. તો જોકે જીવનાઇની દીકરી કંઇ રંગ રૂપ વગરની નહી ઉતી. આજે ભલા ભલાઓ દીકરીઓ સાથે પૈસા આપેચ તો આપરે શું બીસાતમાં ? શું બોલ્યા ? "નુસ પેપરમાં વાંચ્યું કે" ? અરે જાઓ, જાઓ. ઉસ્સા જેવા થયા, કંઇ અક્કલ પકરો. મને નુસ-પેપરની બીહક દેખારવા આયા. તે મુવાઓને શું છે ? પરવાર-તા બેઠલા તે જે તે ચીતરે. પન તમે તે મુવાઓની સુજે શાના તનાઓચ ?.

*** આએ ઠેકાણે ભીખાજી ભાખરા નમનતાઈ પુરવક જ-ણાવવાંની રજા લેયછે કે આએ વખતે રાધણીમાં મોરીના નલ-માંથી ધણું પાણી જતું હોવાથી કાતરીઆંપરનો જીવણાઇએ બે-હસ્તનને નલ બંધ કરવાની બુમ પાડી, ને જેવાં બેહેસ્તન નલ બંધ કરવા ઉઠીઆં કે લાગલાં મારાં રાતાં ગરમ ઉનનાં મોજાં જે બેહેસ્તનના ઘોલીઆની પાતીના કાવામાં રેહી ગયાં હતાં તે કાહ-ડી પગે પેહડી તેવન ઓરડામાં આવે એટલાં તો ગરમ બરતુસ ઓ-ઢી કોર મરડીને સુઇ ગયો.



૩૪.

## ભીખાજી ગહમબાર ખાઈને છાકતા થઈ આયા.

કોઈ દાહરે નહી ને વરી આજે એ સું ફેરતા ? ઘડડ ઘડ-પન છેક કેમ ચગી ગીઆ ? મરે, કોઈ વરસ વધતાં જાએ તેમ તેમ અક્કલ પકરતું જાએ ને આએ પારસી તો દાહરે દાહરે અક્કલ ને સાથે લાગી સરમ લાજ બી મુકતો ચાલ્યોચ. ગાથા ગહમ્મારના પાખ દાહરા લોકો ભની ગનીને સબાપનો હમ-બેરા કરે ને આએ માતીડા ઘેરેઘેર ને વારીએ વારી ભમતો ફરે ને છાકટો થઇને ઘેરમાં આવીને બઇરીના દમ પરુ પરે. ગનુ બઈરી મલીચ અસરાફ તેથી બધી વાતે તમુને ફાવતું પાયુંચ. કોઈ ધુનેધાર માયેની મલી હોતે તાહરે માલમ પરતે. હું બો-લતી નહી ને મુગે મોહને સઉ ખમુંચ તાહરે એવન છેક ફાસ ચાલ્યા. તમે તો નાખે જીભ લગારતાતા કે મને તો ઝાઓ દારૂ પીવાની ટેપ નહી તાહરે આજે કેમ પીવાયો ? સુંઉંઉંઉં ? "કોન કહેચ કે દારૂ પીધો ?" વરી કેહવા કોન આવતુંતું ? માહરી આંખ છે કેની ? નહી આજે તમારી જીભનું ઠેકાનું મલે, કે નહી તાંતીઆ બરાબર થરતા ને વરી ઉપરથી દમાસ કરેચ, કે "કોન કહેચ કે દારૂ પીધો ?" એ સોખઇ સારી નહી જો. માથાં ઉપર વાંરાં છોકરાં થયાં તોબી તહમારા ઢંગ જેવા ને તેવા રેહી ગીઆ તે હવે ઘનુંજ ખરાબ લાગેચ ને લોકોને નાખ દેખાર-

વાનું બી ભારી પરેચ. લોકો જાનસે કે બાજી છાકટો છે તો સાહરી હીરા મોહરાની દીકરીઓ ઉંચકાવી ભારી પરસે, સમજ્યા? સું બોલ્યા? "નકામી કાંય ગરે પરેચ"? હું નકામી ગરે પરૂંચ કે? ગરે પરતી જાય રે દોજખમાં! દોસલાંના પાખ દાહરા હું તહમારી પર જુઠું સું કામ બોલું? જુઠું બોલતી હોઉં તો તહમારૂં પાપ માહરે માથે નહી તો માહરાં પાપના તહમે જ-બાપદાર થજો. પન એમ તાલ તલાવટ કરીને તહમે છટકી જવા માંગોચ તે હું સમજુંચ, પન એ કંઇ સારૂં કરતા નથી. પેલો મુઓ સામબાં ઘેરનાં કાતરીઆં પર પાહલનદારૂ છાકટો રેહેચ તેની કેવી ફજેતી થાયચ તે જોઇ કે? તેવા હાલ તહમારા થસે, સમજ્યા? ને તે તો મુઓ એખલો અટુલો છે તે તેનું વનઇ જાયચ, પન તહમે બચ્ચાં છોકરાંવારા થઇને એવું કરોચ તે ત-હમારે લીધે અમારાં બોટાં ટુપાસે ને અમુને ભાંયમાં ભરાવાનું થસે. તે દાહરે રાતે પાહલનદારૂની ફજેતી જોઇને તહમે હસ્તાતા તેમ બધાં હવે તહમુને ને સાથે લાગાં અમુને હસ્સે. સું છે? "તાહરા કરતાં તો થોરો પીઉંચ?" જરા દુખને સર હું દારૂ પી-ઉંત્ય તે બી તાહમારી આંખમાં ખુત્યો કે? માહરૂં સુવું કરોરૂ દુખ નહી હોય તો હું તો દારૂની અરાસે બી નહી જાઉં. મા-હરે મીહને તમેબી જરા પી જુઓ પછી માલમ પરસે. તહમા-રા ઘેરનું વહીતરૂં કરતાં ને ઉપરથી રાત દાહરો તહમારો બરાપો કરતાં આએ હાંફન મહને થઇચ તેથી દારૂ પીવો પરેચ. આખો દાહરો પછરઇ પટકઇ જાઉંચ તેથી રાત પરે ને હાંફન ચહરી આવેચ તે જરા ટીપું દારૂ પીઉંચ ને તમાકુની એક કરચ ખા-ઉંચ તાહરે જીવ હેઠો પરેચ. હું દુખને સર એટલું કરૂંચ તે તહમારેથી દેખી સકાતું નથી તાહરે તહમે પોતે મજાહ મારોચ ને રોજ પીઠ પીઠ દારૂ પીઓચ તે હું કેમ ખમું? જુઓ, આજનો દાહરો તો જવા દેઉંચ પન હવેથી તહમે એમ ઢીચી-

ને લોથ પોથ થઈને ઘેર આવસો તો ઘેરમાં ઉભા નહી રાખસ ને બધા મોહલ્લાને તહમારો ફ્સતો દેખારસ.

*** ભીખાજી ભાખગ અતરે પોતાનો બચાવ કરેછે કે:—માહરા બાપ જનમમાં કોઈ દાહરે હું છાકટો થયોતો નહી તો ખી બેહસ્તન મને નકામી ગરે પરી. ગહમમારમાં જમીને રાતે ઘેર આયો તે વખતે ઓડડામાં બેહસ્તને કંઇ ભુલથી કેરાંની છાલ નાખેલી હોસે તે પરથી માહરો પગ સર્યો ને હું પરી ગીઓ. બેહસ્તને જોયું કે રખે છાલ એવી રીતે નાખવાને વાસ્તે હું તેને ઠપકો આપું, તેથી લાગલી મહનેજ ગરે પરી કે હું છાકટો થયોચ. બાકી મહને દારૂ ઝાઓ પીવાની ટેપ ઉતીજ નહી ને ઉલટી બેહસ્તન પોતે માહરા કરતાં વધારે દારૂ ચહરાવી જતીતી. બેહસ્તનને જરા રતી હાંફ્ન થતીતી તે બાહને રોજ જમ્યાની અગઉ ખાસ્સું અરધો કાંસ્યો સુરતી મોહવરૂં ગટાવી જતીતી, ને વરી જમી રેહીને ઉપરથી તમાકુનો હુચો ચાંપતીતી. એ બેવરી કેફ્ની ઓહકાનને લીધે બેહસ્તન કોઇ કોઈ વખતે જરા ભારોભાર થઈ જતીતી. એક વખત તો તે એટલી હાથથી ગેઇતી કે મને ભર ઉંઘમાંથી ઉઠારીને કેહવા લાગી કે જુઓ, જુઓ, પેલા બેહરામ ઇજદ આયા ને તેવનની પછવારે માહરા સમાવા ઉભાચ. બેહસ્તનને એ બાબત સર એક બે વખત મેં ઠપકો આપ્યોતો તેથી પોતાની એબ ઢાંકવા સારૂં હવે બેહસ્તન કંઇબી બાહને મહને ખડવાની તજવીજ કરતીતી.

---



૩૫.

## હોમલીબાઈની સુવાવડની તઇયારી.

કાંય ભીખાજી! તમે મારૂં કહયું તો નહીજ કરે કે? મેં તમુને કેટલી વખત કેહયું કે કોઈ હોરાને તાંહથી પરદો લાવીને ખરકીમાં બાંધીને તૈયાર કરો? તમે પરદો બાંધો તો હું બધીઓને પાસેની ખરકીમાં બેસવા કેહું કેની? હવરાં તો સઉને કેહુંચ તે કેહેચ જે તમે વગો કાંહ તૈયાર કીધોચ કે અમે પાસે જઇએ. સહવારના વેહલા વેહલા ઉઠીને પરદો લેઈ આવી બાંધી નાખજો. શું? "એ કામ કોઈ બીજાને સોંપ" ? મરેરે! અત્તો કત્તો, ચોહરો ચપતો, આખો આખો માતી સારો દાહરો ઘેરમાં અદડાય ને એ કામ બીજાને સોંપું! જોવોરે કોઇ આએ નફતઈ. સેંહકરો માનતા માની તાહરે દોરા તનાવી તનાવીને સતર વરસે મરૂં મારા ખદાએજી પરથી! તે તેવણે અરજ સાંભરી તીઆરે આએ માતી થતેઃ કેવાં સીનાં ગારેચ તે કોઈ જોવરે. જનમમાં જે ગલી ધુચીનાં નામ નહી સાંભરેલાં તે ગલીઓ જોવી પરી, ને કોન કોન જાનકાર ને જોસી મેલવીયા તીયારે રૂરો દાહરો દીસીયો. તોબી પેટમાં જીવ નથી કે કીયારે ખોદાએ પાર પારે ને હસતો રમતો દીકરો લેઇને ભરીએ ખોરે નાહી ધોઇને ઉઠું. પેત બરે તમારી માએનું! તે વાહલાં સુઇએ દોરા ચીઠી ને જાદુ કોતલ કરીને સતાવીસ વરસમાં વેયાવા જનવાનું બન કુ-

રી મેલીતું. દોજખમાં ગેઇને બધા દાહરા બાહમન જોસીને વ-
રતીઆ વેરાગીમાં ઘેલું લાગેલું. પેટભેરી જાણે કે એને તાંહ છોક-
રો નહી આવે તો એનો દીકરો મરે તાહરે ઢુકતીના ઢુકતાને કરી
આપે. પન રાનને કેહીએ કે હવે દોજખમાં પરી પરી તારૂં મો-
હતું કારૂં કરજે. એ રાનનાં એવાં કામથી તો બીચારાં મારાં ફરે-
સતા જેવાં માંએને કાંહ કાંહ રખરતું પરીયું ને બીચારાંએ જીવમાં
જીવ ઉતો તાંહ વેર દેવ દેહરાં ને દેવલ પુજીયાં કે ઓજનીનું કીધે-
લું ફરે. અંતે બીચારાં જોયા જાયા વગર મરી ગીયાં, પન મરતાં
મરતાંબી બીચારાં મારાં કાકીના કાલાવાલા કરી ગીયાં કે મારી દસા
વીસા વગરની છોકરીની તું માએ થજે ને એને વેયાતી જનતી કર-
જે:તે મરૂં મારાં કાકી પરથી! તે તેવણે ઉડનાં ઓકાબ નીચે પારવામાં
કંઈ બાકી ગખીયું નહી ને છેક રાતે બાર બાર વાગે બાવા મલં-
ગ ને મામા અરજાની ધુંડી વગીયાં. બીચારાંએ તાણુત ને હોરીની
કંઈ એક માનતા માની ને કંઇ સેંકરો પીર ને સઇએદના પગ પર
નાગસનીઓ કીધી ને મોતમાવલી પર મીનનું છોકરૂં ચહરાવવાનું
માનીયું તાહરે ખોદાએ હોજયાં બાર ઉઘારીને ચશંગ ફ્રોસ્તન કી-
ધો. વાસતે હું તમુને કેહુંચ માફ જો મને કકલાવીચ,તો. બધા દુસ-
હરા તો ફ્રફ્રાવતા આયાચ તો આયાચ પન આએ બે જીવસેબી
કાંય તમારી કોઇ હોઈ ઉતીને કુહરાપો કરાવોચ ? સવારના ચાંદરાત
છે તેથી જરૂર કાલેજ બાંધી દેવો. પન જોવો પરદો કેવો લાવસો?
કંઈ ચાંચર જાએ ને માકર આવે તેવો ના લાવતા, નહી તો હું બ-
ધી પવનના ફુકાતા ફુંકાતાએ ફુકંઇ જવસ. સારો મજાનો વાહનના
સર જેવો ઘત લાવજો કે સોહેથી સુરજનાં કીરનબી નહી દીસે.
કાલે એ કામ કરીને પછી બે દાહરાની આભીસમાંથી રજા લેઇને
બધો લખી આપુંચ તે સામન લેઈ આવો વખત તો બધો નજ-
જીક આયો ને નહી મલે ઘેરમાં એક બદામનું કોટલું કે સુંથનો
ગાંથીઓ. બીચારી મારી ફુલ જેવી છોકરીઓ પછી એખલી અક-

રઈ જતી રેહસે તેથી મારે હાથે બધું તૈયાર કરી મુકું, ને સુંથનો સામન આવે તો તેબી બનાવી નાખું. બજારમાંથી એબ જેવાં પુછરાં પીછરાં લાવીયા કરશે તે કંઈ મને ગમસે નહી. તેથી એક દાહરે મોહમ વાંદરે કે મતુંગે બધે ફરીને સારી મજાની તલબદુ પાંચ દજન મરઘી લાવીને નાખો કે તેમાંથી વપરાએ. પછી પછવારેના દાહરા પર બીજી જોઇસે તેનું થઇ રેહસે. એક સારો જેવો ખાટકી હાએ તેને કેહી મુકજો કે તીજે તીજે દાહરે એક સોજજો મજાનો કીતનો કટકો જોઇસે ને પચોરી પછી હલવાનના રોજ ચાર ખરીઆ ને મુદ્દી સેરવાને સારૂ આપે. બપોરના ભોના સાથે જરા મોહને લગારવા બબે તાજાં ભેજાં નરાં ઇદાંની દાર જેવાં રોજ લાવજો. માછલી તો હું આણું તીયારેજ લાવજો, પન તેબી બોઈ, છમના, કે રામસ સીવાય બીજી નહી જોઇએ. ઉધાનનો વખત સાંધીને બજારમાં જઇને ઉભા રેહજો ને જેવા ટોપલા આવે તેવી જીવતી જીવતી લાવજો. ઘઉંનું દુધ તો મેં કાહરેલું છે તે કંઈ તમુને લાવવું નહી પરસે. ચાપત, પોપતજી, કરકરીતાં, ઘઉની રોટલી, રવો ને કંઇ જરા રતી બીજું કરવા સારૂં સોજજા, મજાના એક પોનો ફરો ઘઉં લાવજો. ઘી તો મેં સુરતથી બે મન મારી ભોજઇની બેહનને તાંહથી મંગાવીયુંચ તે આજ કાલ આવસે. તેનાબી રૂપીયા તરત મોકલવા પરસે તે મને આપી મુકજો. શું? "બે મન ઘીને શું કરશે"? મરેરે! કોઇ જોચોરે બાહરનાંના દોરા ફુટે તેની અગઉ ઘેરનાંના દોરા ફુટેચ તે. દુખથઇ કોઇ સાસુ નરન ઘેરમાં નથી તેનો વગો આએ માટી રાખેચ! સાત સાત સુવાવર ગેઇ તો કોઈ સુવાં દમરીએ દાજયાં નથી. પચાસ વરસના થયા ત્યારે બઇરીની સુવાવરનો ખરચ માથે પર્યા તે હબતી જાએચ તે તો કોઇ જોવો. એ તો ખાવા પીવાનો મને ઝાજો હવેરો નથી ને સુવાવરમાં તો પુરૂંજ મોહનું બન થઇ જાએચ તેથી હું સઉ જરા રતી લાવ-

વા કેહુંચ. બાકી જો બીજી સુવાવરીઓની કાની હું ખાતી હો-
ઉં તો ખરચ કરતાં તાલકી ધસઇ જાએ. હવે હું સુથ સામન
કેહુંચ તે જરા કાન ફેરીને સાંભરો. એક મન કાગદી બદામ
લાવજો, ચમટીમાં પકર્યે ને ભાગી જાએ તેવી. એક અરધો મન
બદામનાં બીજ જુદાં જોઇસે, બાકીનો બધો સામન પસતાં, ચા-
રોલી, દરાખ, ખસખસ, સુંથ, સુવા, મરી, પીપરીસુથ, સઉ જે-
ટલો આંકરો કરી આપું તેટલું બરાબર લાવજો. એક મન સો-
જી ચીનઈ સાકર લાવવાની ભુલતા ના. સુથનાં પાણીમાં નાસવા
રોજ અચ્છેર દુધ જોઇસે તે પાછલી રાતમાં ઉઠીને ગવલીવારમા-
થી આગલ ઉભા રેહીને દોહવારીને લાવજો, વારૂં લાવો તે બધું
ધાંકી સાંતીને લાવજો. નહી તો આખું ગામ જોએ તેમ ઉંધારૂં
લાવજો કે મુવાં તરેહવાર લોકોની નજર લાગે.

મરરે ! એટલા દાહરા મને નીચે ગગરેલી જાણીને મારી
ફુલ જેવી દીકરીઓ પર કોણ જાને કેવો દોર ચલાવસે તેની મ-
ને ફીકર પરેચ. હું તમુને કેહુંચ સાફ. આભીસમાંથી રોજ સકા-
રા ગગરજો. કલબ બલબમાં ગીયાચ તો તમે જાણે. રોજ
આવતાંને વાર દગલી પાઘરી કાહરીને બપોરનાં અજીઠાં ચોખાં
વાસન ઉજારી નાખજો ને એટલા દાહરા રોટલીબી તમેજ કર-
જો. મારી છોકરીઓ બધી આખો દાહરો એખલી એખલીઓ
દુશમન પછરઇ જસે. કોન જોએચ કરીને ઈજીચેર પર લાંબા ના
થતા, પન હુંજ એ થોભલું નીચે મારીઆ પર નખાવસ એ-
ટલે બમ. શું ? "મને રાતના ખાધા પછી અરેતાવા જોઇસે"?
તોઓઓઓ ! રાતના વાસન કીયો તમારો બાપ આવીને ઉજા-
રસે ? તમે કંઈ એમ ના સમજતા કે એટલા દાહરા મને કોહસે
કોન ને પુછસે કોન, પન આવતાં જતાંથી બધી ખબર રાખસ
ને જો હરામખોરી છોરીને ચરપ ચરપ કામ નથી કીધું તો ચોક્

માં ઉભી રેહીને ભરભારૂતો શું પન બધો મોહલો સાંભરે તેમ છાલછોરાં કાહરી નાખસ. મારો સહવારનો નાસતો ને રાતનું ખાનું બી તમેજ લેઇને ઉતરજો. પચોરી પછી હું કંઈ ખુચાને નીચે હવા સરદીમાં નથી રાખવાની. રોજ રાતના મા પર પોહરવા મોકલસ તે રાતના બરાબર જાગીને જતન કરજો. ને સુતરે ખુતરે તો બોરતીયાં બદલીયા કરજો. સહવારના પોહરમાં ઉઠીને સાબુ ચોરીને ખદડાયલાં બોરતીયાં બધાં ધોઇને ઉગાતાં કરજો. અસતો તમારો એ રરાકુતમાં હું બીજું તરેહવાર મંગાવવા કેહવાનું ભુલી ગેઇચ. એક દજન સોજ્જો એકસાનો બરાનદી લાવજો ને ભરચોપર કરવા સારૂ પોની દજન રમ જોઇસે. છોકરીઓ ફેરા આંટી ખાતાં થાકી જશે તેથી રાતને છેરે ટીપુંટાપી પોતવઇન એ લોકોને પાવા જોઇસે વાસતે અરધી દજન પોતવઇન લાવવાનું ભુલતા ના. બે દજન કોલનવાતર લાવજો. ખહરા જો! નીચે મોતો વગો નથી તે સુંથનું તપીલું માર પરજ રાખવું પરસે તે. કોન જોયચ કરીને લોંહા ઉછારીયા ના કરતા. હું છોકરીઓને શું પન કાસમનેબી કેહી મુકસ કે સેઠને તપીલાં આગલ ઉભેલોબી જોએ તો મને તરત આવીને કેહ. જોવો વરી એક બીજી વાત કેહી મુકુંચ તે કાન ફોરીને સાંભરો. જો કોઇ તમુને પુંછે કે તમારે તાંહ સું આયું તો મુગા મુગા છોકરી આવી કરીને કેહજો. તેમાં તમારાં ઓજીયાં સગાંવાહલાંને તો જો છોકરો આવે તો બીલકુલ જણાવતા ના, કાંયકે સઇએદે કેહેલું છે કે જાંહ સુધી સાચા પીરની માનતા ચહરાવે નહી તાંહ સુધી છોકરો આયો કરીને કોઇને કેહતી ના ને સાંતી ધાંકીને રાખજે.

*** ભીખાજી ભાખરા આએ વાએજ પર નોધ કરતાં ફકત એટલુંજ જણાવેછે કે જે કુમારાઓ પોતાની હાલતથી કંટાલેલા હોય તેઓને હું માહરી બેહસ્તનની આએ વાએજ માનપુરવક અરપન કરૂંછું.



૩૬.

## ભીખાજી ભાખરા બજારમાં જઇને લાલ પાણીના છમના લેઈ આયા.

મરે એ વરી શું મોહકાન વારી આયા ? આએ લાલ પાણીના છમના ! એ કોણ સુવાંએ તમુને એવા ઉતાર પર મુકે તેવા છમના લાવવા કેહયુંતું ? બસ મેં તો એ માતીડાથી હાથ જોરીયા. કંઇબી સુવું લાવવા મુકવાનું સોંપું કે આદમજી ગીયા ને ધયેરા વસાવી આયા એવું સુવું દુખ પાપનું કંઈ લેઇ આવે. બજારમાં કેવા કાકરી જેવા છમના આવેચ ને આએ પારસી લાલ પાણીના છમના લેઈ આયો ! એને કંઈ શરમ કે લાજ હોસે કે આવા છમના હું કેમ ઘેર લેઇ જાઉં ? પેહલે મારેનાં આસીબઇનો ફૂલુ બે જોરી છમના લાયો, તીજે મારેનાં નાલીબઇનો મુવો રામો એક જોરી લાયો તે જાને આપરે જોયાંજ કરીયે ને હાથમાંથી જાને મુકવાજ નહી ગમે ને આએ માતીડાને મોકલ્યો તે આવા કોહેલા છમના લેઈ આયો ! છમનાનો આપતો બી મરે ને હું રાન રાંધતીબી મુઇ ! રાન સારોજ વાંક છે. હુંજ મુગી સુગી બેસી રેહી હોતે તો પઇસા ખરચીને જીવ રંજીદા નહી થતે. કાલે મુવું ગોસ લાયા તેબી એવું કે સુવાં કુતરાંબી ખાતાં સુગાય. ગીયે બેહરામરોજે મેજ મંગાવી તો નહી તેનું ઠેકાણું. જેબી કંઇ કામ સોંપું તે બસ સુધલા સાધલા વગર કરે. મરેરે ! મારાં નસીબમાંબી કેવો વર મલીયોચ કે જાને જોઇને કંઈ

...ગી કાહડ્યાંઝ, પણ હવે હું મરવા સુતાચ તાહરે ઓ-ઓ-ઓ-ઓ——.

...ખાજી ભાખરા બીચારા રંડાયા. તેવણે પોતાની ... પરશ રાત દાહડો રડી રડીને કાહડયું, અને ... યાદગારી આએ દુન્યામાં કાયમ રાખવાને ખાતર ... હોરમજી હીજાની સલાહથી બેહસ્તન હોમલી- ... આશકારા કીધીછે.

મની એમ રમુતા પર ઉડારી નાખ્ખી ને ભસતે ગીયાને કમરમાં લાત મારીને ઓટલા પરથી નીચે ઉતાર્યો. પછી તે મુવાએ ગાર તો ધણીબી દીધી. પણ તે બધી મુવાની માએ બેહનને. શું ? "હવે મને માફ કર." હા, માફ કરૂંની કે વરી પાછા સોના સાહથ કરી આવ્રે ને કોઇ મુવા રસ્તાને હસાવી આવે. એવી તો માફ કંઇ હજારો વખત માંગી હોસે, ને પાછા જેવા ને તેવા. શું ? "રાત પરી ધોધીયારૂ ના કર, આસેપાસે લોકો સાંભરશે?" હું ધોધીયારૂં કરવાની ને ફૂર કરવાની કે ફરીથી તમે તમારી આઇબાઇનાં એમ સીનાં ગેરવો નહી. આસેપાસેનાં લોકો સાંભરશે તો કંઇ નહી, તારેજ તમેબી ઠેકાણે આવસો. એ તો પેલા કેહેચ તેમ વાંકી આંગલી વગર ધી નહી નીકરે. આજ લગન મેં તમારી તરેહવાર રીતે લાજ રાખીચ, પન તે મનેજ ભારી પરયુંચ. વાસતે હવે કંઇ હું તમુને છોરવાની નથી. જાહરેબી હું કામ સોંપુચ તાહરેજ તમુને તે કરતાં આવરતું નથી, પણ કોઈ બીજાંનું કામ હોયચ તો તે કેમ બરાબર થાયચ ? ધોથલાં ભાગી બેહનની ફુકતી અધરઇ તો તેને વાસતે છેક વાંદરે વેર જઇને એવી તો બોઇ લેઈ આયા કે જાને નરી માગન. સહવારના પોહરમાં સોયાવ પેહરીને ચાહ પીધા વગર ગગયા ને મેં પુછયું કે કાંહ જાઓચ તો કેહજે આભીસને કામે જાઉંચ. એ તો મને પછવારેથી ખબર થઈ કે છેક વાંદરે વેર જઇને બોઇ લેઇ આયા. માસીસાસુ દાખલ મારે વાસ્તે રાન ધોથલાં ફુટીની વેહવાને બોઇ મોકલી તે જોઇને બધાં અજબ થયાં કે એ બોઈ કે રાસસ. મુવાં પારકાંને વાસતે દીલ જીવ મુકીને કામ કરે ને મારૂં સોંપેલું કરતાંજ હાથમાં આંકરાં આવેચ.

*** ભીખાજી ભાખરા સોગંદ ખાઇને જણાવેછે કે જે ટોપલાઆંથી અને જે ભાવે તવણે છમના લીધા તેજ ટોપલામાંથી અને તેજ ભાવે કંઈ સંખ્યાબંધ લોકો લેઇ ગયાં.

થઈ આવેચ. ચીર તો એવી લાગેચ કે ઓએ સ્હરો જીવ કાહડી નાખું. એનું શું ઝાંસીયું ? શું ? "ચાર આના ?" અરે તમુને ધાર ખાયરે ચાર આનાના આપી આવતાને ! આટલા છપકલી જેટલા છમનાની જોરના ચાર આના ! ને વરી રાન દમરીની દોસીને દુકાનીની બેરામન તેમ ચાર દોહરીયાં હેલનાં ઝાંસ્યાં ! કાંય તમારા હાથ ભાગી ગીયાતા કે ? હાથે લકવો થયોતો કે એટલા બે છમના ઉંચકી નહી લવાયા ? હું જેમ તેમ કરીને ઘેર ચલાઉં ને આએ પારસી જેમ ગમે તેમ પૈસા ઉડાવતો ફરેચ. શું ? "બધાં લોકો લેઇ ગીયાં ને તું શાની બબરેચ ?" અરે બબરેરે તમારી માએ મમદઓ ! જો વરી ચોરી પર સરજોરી, મારો ઘરો પબોરી લેવા આવેચ તે. બધાં તો મુવાંઓ ઝાનસમાં જશે તે સાથે તમેબી જસો ? આટલા છપકલી જેટલા છમનાની જોરના ચાર આના ? કોણની પાસથી લેઇ આયા ? મુવો માછી ઉતો કે માછન ? શું ? "માછન "! રાન માછનના હાથે તમે છેતરઈ આયા ? તે રાન નાતરે ગેઇએ તમારી પાસે પેહલે સું માંગીયું ? શું ? "પાંચઆના ?" તે રાને પાંચ આના કેહયા ને તમે ચાર આના આપી આયા ? અરે જીવોરે કોઈ આએ પારસીના ધંગ ! તે રાને પાંચ આના કેહયા તો તમારૂં મોહનું ચાર દોહરીયાં કેહતાં ભાગી ગીયુંતું ? તે તો રાન કાલ ઉઠીને ચાર રૂપીયા માંગશે તે શું તમે આપી આવશો કે ? શું ? "મેં પેહલે તન આના કેહ્યા તે મારવા આવી "? તમે માતીડા જેવા માતીડા થયા ને રાન એક બઈરી તમુને મારવા આવે ? તાહરે તો પાઘરી દગલીને બદલે સારી નેચીતલ પેહરીનેજ કાંય નહી ગીયા ? જાઓ, જાઓ, ફરીથી એમ બોલતા ના, તહમારે લીધે હું લજ્વાઇ મરૂંચ. સાબાસની મને કે તે દાહરે એટલા પર હું ગરભ પકતીતી, ને મુવા ગરભવાલાએ છ આના માંગ્યા ને મેં છ દોહરીયાં કેહ્યાં તે મુવો તદઇને મોહના પર આયો કે બાઈ તેં ગરભ ખાધી. મને જે ચીર લાગી તે મુવાની ટોપલી એ-

મની એમ રસ્તા પર ઉડારી નાખ્હી ને ભસતે ગીયાને કમરમાં લાત મારીને ઓટલા પરથી નીચે ઉતાર્યો. પછી તે મુવાએ ગાર તો ઘણીએ દીધી. પણ તે બધી મુવાની માએ બેહનને. શું ? "હવે મને માફ કર." હા, માફ કરૂંની કે વરી પાછા સોના સાહથ કરી આવે ને કોઇ મુવા રસ્તાને હસાવી આવે. એવી તો માફ કંઇ હજારો વખત માંગી હોસે, ને પાછા જેવા ને તેવા. શું ? "રાત પરી ઘોઘીયારૂ ના કર, આસેપાસે લોકો સાંભરશે?" હું ઘોઘીયારૂં કરવાની ને ફર કરવાની કે ફરીથી તમે તમારી આઇબાઇનાં એમ સીનાં ગેરવો નહી. આસેપાસેનાં લોકો સાંભરશે તો કંઇ નહી, તારેજ તમેબી ઠેકાણે આવસો. એ તો પેલા કેહેચ તેમ વાંકી આંગલી વગર ધી નહી નીકરે. આજ લગન મેં તમારી તરેહવાર રીતે લાજ રાખીચ, પન તે મનેજ ભારી પરયુંચ. વાસ્તે હવે કંઇ હું તમુને છોરવાની નથી. જાહરેબી હું કામ સોંપુચ તાહરેજ તમુને તે કરતાં આવરતું નથી, પણ કોઈ બીજાંનું કામ હોયચ તો તે કેમ બરાબર થાયચ? ઘોથલાં ભાગી બેહનની ફુકતી અધરઇ તો તેને વાસતે છેક વાંદરે વેર જઇને એવી તુ બોઇ લેઈ આયા કે જાને નરી માગન. સહવારના પોહરમાં સોચાવ પેહરીને ચાહ પીધા વગર ગગયાં ને મેં પુછયું કે કાંહ જાઓચ તો કેહજે આભીસને કામે જાઉંચ. એ તો મને પછવારેથી ખબર થઈ કે છેક વાંદરે વેર જઇને બોઇ લેઇ આયા. માસીસાસુ દાખલ મારે વાસ્તે રાન ઘોથલાં ફુટીની વેહવાને બોઇ મોકલી તે જોઇને બધાં, અજબ થયાં કે એ બોઈ કે શમસ. મુવાં પારકાંને વાસતે દીલ જીવ મુકીને કામ કરે ને મારૂં સોંપેલું કરતાંજ હાથમાં આંકરાં આવેચ.

** ભીખાજી ભાખરા સોગંદ ખાઇને જણાવેછે કે જે ટોપલામાંથી અને જે ભાવે તેવણે છમના લીધા તેજ ટોપલામાંથી અને તેજ ભાવે કંઈ સંખ્યાબંધ લોકો લેઇ ગયાં.



૩૭

## હોમલીબાઇને તાપ આવી—ભીખાજી બાપરા રંડાયા.

બસ, બસ. હવે એ નકામું તાહેલું છોરી દેઓ. તરણુચ ખાઇને નાહી તેથી રાન તાપ આવતી હોસે ? એમ વાત છુપાવોચ શું ? ખરી વાત હોય તે બોલતા કાંય નહી ? સારા દાહરા ઉ-ઘારા પગે પાણીમાં ફર્યાથી ને તમારાં ઘેરનાં વહીતરાં કીધાથી હું પટકઈપરી. ઉં—ઉં—ઉં—ઉં—અરે ખદાએ ! ઓ—ઓ—ઓ—ઓ. કોઇ લેવરે. અરરરર! મારી ગાય ગોલાબ જેવી દીકરીઓને મારા મુઆ પછી કશી પાંતીએબી હેરાન કીધીચ તો તમુને મારાં મુવાં રૂવાનના સમ છે. શીરીન હવે દાહરે વારેની થઇચ તેથી મારી વરસી વીતાં સોનો જેવો છોકરો જોઇને ચાર ચોખા પારી નાખજો. પુટલીનો બી વખત નજદીક આયોચ પણ તેનું કેહે કરો તેની અગાઉ શાવકનું કરજો કે ઘેરમાં હસતી રમતી વહુ આવે ને ઘેર સાચવે. પણ મરેરે ! હું બી રાન નકામુંજ તાહેલું કરૂંચ. તમે તો માકાન-શાહની પીલી પર મારાં જીવતાં જીવત ઘરૂપરૂ છેઓ તે તમે કાંહ બીજું ઘેર કીધા વગર રેહવાના છેઓ? પણ હું મરતી વખતે કેહી જાઉંચ તે યાદ રાખજો કે તે રાન એવી કમજાત છે કે તેની સાથે કંઈ કીધુંચ બીધુંચ તો રાન તમુને દુન્યાથી રદ કરશે. તમે કંઈ એમ ના સમજતા કે બધીજ બઈરીઓ મારા જેવી ગરીબ ને મુગી જબાંની હોસે. તે રાનને ઘેરમાં લાવશો તાહરેજ તમે મારી કદર પીછાનશો. હું તો તમારા કાન ખોલ્લા કરીને મારી

ફરજ બજાવી જાઉંચ, પછી તમુને ગમે તેમ કરજો. પણ જો કોઇ શાનને ઘેરમાં લાવીને મારાં પશુ જેવાં બચ્ચાંઓને હેરાન બેરાન કીધાંચ તો તમે જાનો. હવે શાન તમારી પેતબરી બેહનનાં કલેજાં તાહરાં થશે ને શાન મારા મુવા પછી ભઇનાં ઘેરમાં ખાવા ભરાશે. હવે તમુને જોઇએ તેમ નાચજો કુદજો. મેં તો બધું જોઇ જોઇને અખારા કર્યા કીધાતા પણ શાન કોઈ બીજીને લાવશો તે તમુને બધો સવાદ ચખારશે. વારૂં છેક બેશુનીયાદ થઇને હજીર તો મારો માસીસો નહી વીટે તેટલાં કોઇ શાન ગુનેહગારને ઘેરમાં ના લાવતા. જીવતાં જીવત તો તમે તરેહવાર દુખ પાર્યાંચ પણ મારા મુવા હાર પર જરા નજર કરજો ને ભનતું ગનતું કરાવજો. જદરવાની ફરવાની ઉતી તેબી એમની એમ રેહી ગેઈ. બે ચીતીયાં કરીને ધરાવશો તો કંઈ તમારી દોલત ધસરઈ જવાની નથી. એમ ઘોંગ ધતુરા કરીને આંખમાં આંસુ લાવ્યાથી શું વલવાનું છે? મનમાં તો મનકાતા હોસો કે બુધી ગેઈ ને જીવાન આવશે. જો ફ-રીથી કેહુંચ; મારાં છોકરાં પર કશી પાંતીનું દુઃખ ના પારતા; ને શાન કોઇ બીજીને ઘેરમાં લાવવાના હોવો તો શીરીન પુટલી પ-ણુને ને લાવજો. એ લોકોનો તો માએ પર બધો મદઇનો જાન પરાન છે તેથી શાન કોઇ બીજી ઘેરમાં આવશે તો બીચારીઓ બરાપો કરી કરીને દુશમન અરધી થશે. હવે ચાલો જે થવાનું ઉતું તે થયું. એમ ઘોંગ કરીને રરીયાથી શું વલવાનું છે? ઓ મારો જીવ જાએચગ! વરી તમે બોલ્યા કે તરણુચ ખાઇને નાહી તેથી એમ થયું? એ તો પાણી છાણીમાં ફરતાં આજે કેટલા કેટલા દાહરા થયા મહને તાપ આવ્યા કરતીતી. તાપે પરેલી પરેલી બી તહમારાં ઘેરનું વહીતરૂં કીધુંચ ને આયાં ગીયાંને જવાબ દીધોચ. કેહશે કે રખે કોઇ બદલામ કરે કે બઇરી ઘેરનું વહીતરૂં કરનાં મરી ગેઇ તેથી એમ તમે તરણુચનું જોહું બાહનું ના જોરી કાહરો. જીવતાં જીવત તો તમે મારી પર

તરેહવાર જુઠાં જોરી કાહર્યાંસ, પણ હવે હું મરવા સુતીચ તાહરે તો સાચું ઓ–ઓ–ઓ–ઓ——.

*** ભીખાજી ભાખરા બીચારા રંડાયા. તેવણે પોતાની ખેહસ્તનનું પેહલું વરશ રાત દાહડો રડી રડીને કાહડયું, અને ખેહસ્તનની યાદગારી આએ દુન્યામાં કાયમ રાખવાને ખાતર પોતાના મીતર હોરમજી હીજાની સલાહથી ખેહસ્તન હોમલી-બાઇની વાએજો આશકારા કીધીછે.





